શ્રી ગણેશાય નમઃ

સતદેવીદાસ ॐ અમર દેવીદાસ

# પરબ સંતવાણી ભજનાવલી

1322



સંપાદક:

સાધુ કલ્યાણદાસ

( પરબવાળા )

પ્રવીણ પુસ્તક ભંડાર

લાભ ચૅમ્બર્સ, બસ સ્ટેન્ડ પાસે, રાજકોટ

પ્રકાશક:

પ્રવીણચંદ્ર એમ. પટેલ

પ્રવીણ પ્રકાશન પ્રા. લિ.,

લાભ ચેમ્બર્સ,

મ્યુ. કોર્પો. ઑફિસ રોડ,

રાજકોટ




© સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન

45740

નવસંસ્કરણ : ૧૯૯૬




કિંમત: રૂ. ૩૫

કોઈને ખેતર વાડીયું કોઈને ગામ ગરાસ,
ઔકાશી રોજી ઊતરે પરબે નકલંક દેવીદાસ.

દેવીદાસનાં દરબારમાં બાજે ઢોલ નંગાર
પશ્ચિમ ધરામાં પીર પ્રગટ્યાં નકલંક દેવીદાસ

ગુરુશ્રી કરશનદાસબાપુના
ચરણમાં.... અર્પણ

— દાસ કલ્યાણદાસ

# અ-નુ-ક્ર-મ

## આરતી

રાગ : ૐ જય જય જગદીશ હરે

જય જય અમરમાં માડી જય જય અમરમાં
દર્શન તારા કરતાં „ (૨)
સબ દુઃખ મટી જાતા...........ૐ જય જય
રાય રંક સબ એક સમાના
તારે આંગણમાં ........................ (૨) માં
દયા તણયે તુમ સાગર (૨)
હમ હૈ પાનીમાં ............... ૐ જય જય
અંગે ભગવા શોભતા
માને લલાટ નો
આહિરની તુમ બાળા (૨)
સોરઠનો સણગાર ............... ૐ જય જય
ભક્તજનોના દુખ હરનારી
બીજ સ્વરૂપી માં ............... (૨)
સેવક જનની વારે (૨)
તુમ થાનારી માં ............... ૐ જય જય
રોગીના તુમ રોગ મિટાવે
શક્તિ સ્વરૂપી માં ............... (૨)
પારણિયા બંધાવે....

દેવે સુખલાસાં ............... ૐ જય જય
ભક્તજનોની તુમ રખવાલી
જગત જનની માં ............... (૨) માં
સેવક તારા સમરે (૨)
સમરે આવે મા ............... (૨) માં
સેવકને સાથ દેનારી માં ........ ૐ જય જય
સંધ્યા આરતી જે કોઈ ગાવે
ફલકમેં જાવે ............... માં વૈકુંઠ લે જાવે
દાસ કલ્યાણ ગુણલા ગાવે (૨)
લે ચરણોમેં માં ૐ જય જય
(ફલક : સ્વર્ગ)

---

## ધુન સ્તુતિ

પરથમ ગુણપતી શારદ સુમરો
વિઘન સભી જાય તુમારો
દ્વારે દ્વારે ગુણપતી બેઠત
શુભ શુકન કામ ન કરનારો
પાવોંમેં ઝુમ ઝુમ નેપુર બાજે
ભોજનસેં લાડુ પાનારો
સબસે પહેલે પૂજન તુમારા
સબ દેવનસે ન્યારો ન્યારો
શંકર જૈસે પિતા તુમારે
કલ્યાણદાસ ગુન ગાય તુમારો

# આરતી

ધન્ય રે કમાયું જેને ગુરુજી મળ્યા,
બાવાજી સફલ જન્મ દેવીદાસ મળિયા
આવ્યા રે ગમનના એના ફેરા ડાળિયા ....ધન્ય રે

સતને સાચું બાવાજી જે કોઈ હાલે;
અલખ દેવંગી એની બાવડી ઝાલે ....ધન્ય રે

બાવાજી વિના રે જીભા એ જોગી જશ ગાય,
વિના રે તારે રણકારા થાય ....ધન્ય રે

બાવાજી ઊઠો રે સાધુ તમે જુવો ને જાગી,
દશમેં દ્વારે ઘડિયારા વાગે ....ધન્ય રે

બાવાજી ગગન ગરજે ને વર્ષા વરસે,
વિના રે વાદળ વીજળી કરે ચમકાર ....ધન્ય રે

બાવાજી મેરુ રે પર્વત પર સે કૈલાશ,
નકલંક દેવીદાસ ત્યાં એ આપોઆપ ....ધન્ય રે

બાવાજી અખંડ આરતી ગોરા પીરું આગળ થાય,
દેવંગી પ્રતાપે પીર સાદલ ગુણ ગાય,
ધન્ય રે કમાયું....



હેવે સુખલાસાં ............... ૐ જય જય
ભક્તજનોની તુમ રખવાલી
જગત જનની માં ............... (૨) માં
સેવક તારા સમરે (૨)
સમરે આવે મા ............... (૨) માં
સેવકને સાથ દેનારી માં ......... ૐ જય જય
સંધ્યા આરતી જે કોઈ ગાવે
ફલકમેં જાવે ............... માં વૈકુંઠ લે જાવે
દાસ કલ્યાણ ગુણલા ગાવે (૨)
લે ચરણોમેં માં ૐ જય જય
(ફલક : સ્વર્ગ)

---

## ધુન સ્તુતિ

પરથમ ગુણપતી શારદ સુમરો
વિઘન સભી જાય તુમારો
દ્વારે દ્વારે ગુણપતી બેઠત
શુભ શુકન કામ ન કરનારો
પાવોંમેં છુમ છુમ નેપુર બાજે
ભોજનમેં લાડુ પાનારો
સબસે પહેલે પૂજન તુમારા
સબ દેવનસે ન્યારો ન્યારો
શંકર જૈસે પિતા તુમારે
કલ્યાણદાસ ગુન ગાય તુમારો

## આરતી

ધન્ય રે કમાયું જેને ગુરુજી મળ્યા;
બાવાજી સફલ જન્મ દેવીદાસ મળિયા
આવ્યા રે ગમનના એના ફેરા ડાળિયા ....ધન્ય રે

સતને સાચું બાવાજી જે કોઈ હાલે;
અલખ દેવંગી એની બાવડી ઝાલે ....ધન્ય રે

બાવાજી વિના રે જીભા એ જોગી જશ ગાય,
વિના રે તારે રણકારા થાય ....ધન્ય રે

બાવાજી ઊઠો રે સાધુ તમે જુવો ને જાગી,
દશમેં દ્વારે ઘડિયારા વાગે ....ધન્ય રે

આવાજી ગગન ગરજે ને વર્ષા વરસે,
વિના રે વાદળ વીજળી કરે ચમકાર ....ધન્ય રે

બાવાજી મેરુ રે પર્વત પર સે કૈલાશ,
નકલંક દેવીદાસ ત્યાં એ આપોઆપ ....ધન્ય રે

બાવાજી અખંડ આરતી ગોરા પીરું આંગળ થાય,
દેવંગી પ્રતાપે પીર સાદલ ગુણ ગાય,
ધન્ય રે કમાયું....



## આરતી

બાવાજી તમારા હશે તે તમને ભજશે
એને આંચ તો ન આવે લગાર રે....પરબના પીર
બાવડી ઝાલી તો પીર મોરા આવશે....બાવાજી

બાવાજી પ્રહ્‌લાદ કારણ પ્રગટ્યા
હરણાકંસનો કર્યો રે સંહાર રે....પરબના પીર

બાવાજી નવ સો નવાણું ચીર પૂરિયા,
દ્રૌપદીને દાસી તમારી કરી જાણો રે....પરબના પીર

બાવાજી કાલિંગો આવ્યો છે ઉલતાપાતનો,
રૈંખેને લોપે અમારી મરિયાદ રે....પરબના પીર

બાવાજી સૂઈ રે સુખ પાણમાં,
તમે જાગીને ન જોયું લગાર રે....પરબના પીર

બાવાજી જટક દઈને ચડજો ઘોડલે,
તમારા જબુકિયા સે લીલુડા નિશાન રે....પરબના પીર

બાવાજી ઘોડે રે ઘોડે શંખ વાગશે,
સેલી શિંગી પીર સાદલ ને હાથ રે....પરબના પીર

ગરવા દેવંગી પ્રતાપે અમરમાં બોલ્યા,
તમારા સેવકને ચરણોમાં રાખો રે
પરબના પીર બાવડી ઝાલી તો પીર મોરા આવશે.

卐

## ભજન

સ્વર્ગ સરખું ધામ પરબ છે. પરમાર્થનું ધામ
પરબ છે, સ્વર્ગ સરખું ધામ
સરભંગ મુનિ જ્યારે પરબે પધાર્યા,
ત્યાં પધાર્યા શ્રીરઘુરાઇ
અનેક દુઃખિયાના દુઃખ મટાડે
એના દારિદ્ર જાય તમામ....પરબ છે.
સાદલ પીરતો સમરથ સાચા,
જેણે પરચા પૂર્યા અપાર
રૂડા પીરે શીશ વાધેરીને
ખૂબ ખેલ્યા સંગ્રામ....પરબ છે.
નવનાથ સિદ્ધ ચોરાસી,
ત્યાં છે એકરણ મુકામ
પરચા પૂર્યા મક્કા–મદીના
જશો ને વરદાન....પરબ છે.
અમરમાં ઝોળી લઇને
ગયા બગસરા ગામ,
કૂળા રાજવીએ કપટ કીધાં,
એના ઊલટા પડ્યા અંજામ ....પરબ છે.
ગુરુ પ્રતાપે દાસ પ્રભુ બોલ્યા,
પરબ છે પરમાર્થનું ધામ ....પરબ છે.

卐

૬

## ભજન

કોણ તો જાણે રે બીજું કોણ તો જાણે રે.
હાલ રે ફકીરી બીજું કોણ તો જાણે
દેવંગી વિનાનું બીજું કોણ તો જાણે
કાચનાં મોતીડાં મારે હીરા ગણી માનવા રે.
હે....અઢારે વરણમાં મારો હીરલો ફરે રે....હાલ રે
જળની માછલિયું અમને પવને સંચરિયું ,,
હે....ખરી તો રે વરની મોરી નહી તો ડગ રે ,,
પરબે રે જાતા પીર સાહલ મળિયા રે....
હે....સાહલ મળીને મારા નેણલા ઠરે રે....
સિદ્ધ રે ચોરાસીનો ધૂણો પરબે બિરાજે....
સિદ્ધ રે પુરુષ ભેળા રાસ તો રમે....
દેવંગી પ્રતાપે માતા અમરમા રે બોલ્યા....
હે....આવા સંત જો મળે તો મારા નેણુા ઠરે રે....
હાલ રે ફકીરી મારી કોણ રે જાણે રે....



## ભજન

તમથી લાગ્યો તાર તમે છો નોધારાના આધાર
દેવંગી મને તમથી લાગ્યો તાર.
પરબ નામે છે પ્રસિદ્ધ જગમાં જગ દાતાર.
ચેતન ધૂણો સરભગ રૂપીનો મધ્ય સોરઠ મોજાર દેવંગી
સાદલ પીરના પરગટ પરચા જાણે સૌ સંસાર,
અમરમા પદના અધિકારી સુકકી તણુ ભંડાર દેવંગી
વાંઝિયાના પીર દુઃખડા મટાડે આપે પુત્ર પરિવાર
કાન કહે જાણે ચરન સ્વીકાર્યું એનો બેડો પાર
દેવંગી મને તમથી લાગ્યો તાર;
તમથી લાગ્યો તાર તમે છો નોધારાના આધાર
દેવંગી મને તમથી લાગ્યો તાર....

## ભજન

મારું જોબનિયું નાનું છે
પરબના પીરને કોઈ સમજાવી ને કયોને
દેશ પરદેશના જોષીડા તેડાવો,
મારા ઘડિયા લગનિયા જોવરાઓ .... પરબના
સાંયાંજીની સાથે મારા સગપણ કીધા,
મારાં લગનિયા લેવરાવો .... પરબના
આલાને લીલા વાંસ રે વઢાઓ,
મારા ચિત્તડામાં ચોરી શીતરાવો .... પરબના
સેલાણીના ચરણે બોલ્યા રે હમીરો,
અમને પ્રીતથી પરણુવા દિયો .... પરબના

## ભજન

પલ પલ સમરું પરણના પીર
તમારે ચરણુ નમાવું શીશ.........................પલ પલ

ગેબી નગારા કરે ગર્જના નાદ એનો ગંભીર (૨)
દેવંગીનાં દર્શન કરતાં ભાંગે જનમની ચીડ....પલ પલ

અમરસાં વરદાન જશોને ચરણુમાં સાદલ પીર (૨)
દરગાહમાં દેવીદાસ બિરાજે ધર્મધુરંધુર વીર....પલ પલ

સૂતા ફળિયામાં સાંઈ સેલાણી સમરથ પુરુષ સધીર (૨)
ઓળે જાવ ત્યાં આત્મ મારો થાપ કરીને પીર....પલ પલ

હાકમ ધણીનો હાર ગળામાં નરબંકા નરવીર (૨)
સેવાદાસ ગુરુ સત્ય સરભંગી એનું તેજ કરે તકદીર....પલ પલ

દયા કરો તમે નાથ દેવંગી ગુણિયલ આપ ગંભીર (૨)
દાન કહે આશરો એક તમારો પશ્ચિમ ખંડના પીર



## ભજન

અલખ નિરંજન હો અવનાશી
નામ નિરંજન પાયો દેવીદાસ સે ચરણોમેં આયો

જિસને મનુષ્ય જન્મ દિયા હે !
ઉસકો મૈં બીસરાયો (૨)

કામી ક્રોધી અધર્મી આળશુ,
નીલજ મેં કયું આયો ....દેવીદાસ

હરિ કથામાં હેત ન રાખ્યો,
સતસંગમાં ન જાયો.
પાપી કર્મથી પ્રીત ન કીધી.
અજ્ઞાનમાં અથડાયો ....દેવીદાસ

અજામેલથી અધિક હું મેં
અબ મોહે સમજાયો,
પતિત પાલક બીરદ તીહારો,
જાની અમીરસ પાયો ....દેવીદાસ

શરણાગત પતીત પાલક તુમહો
દાસ પરખે આયો.
ગુરુ પ્રતાપે કહે કવિ ભીખન
તેજ મેં તેજ મિલાયો ....દેવીદાસ



## ભજન

દેવીદાસ રહો અમ પાસ સદા વસનારા
સેવાદાસ બાપુને વંદન અમારા.
તમે પરખે સદા વસનારા
પ્રેમી ભકત ને લાગો છો પ્યારા
છો હૃદય રોટીના દેનારા....સેવાદાસ બાપુ
છો મૂર્તિ મંગલકારી
બાપુ અમને લાગે છે પ્યારા
કેમ એક મુખે કરીએ વખાણ તમારા....સેવાદાસ
મહાધર્મ દીપાવી દીધો,
આખા જગતમાં ઉજ્વળ કીધો.
ગામો ગામ દીધા ઉપદેશ ઘણા શુભ સારા....સેવાદાસ
ત્યાગી જીવન પોતાનું કીધું
દેવીદાસ ને અર્પણ કીધું,
પ્રભુદાસ સદા તમ પાસ વસનારા....સેવાદાસ બાપુને.
બાપુ અલ્પ બુદ્ધિ છે અમારી,
અમને દેવંગી લેજો ઉગારી.
દેવીદાસ તમારા અમે ગુણ ઘણા
છઈએ ગાનારા....સેવાદાસ બાપુને.
સેવાદાસ બાપુ તણા ગુણ ગાયે,
અમને ચરણમાં રાખો સદાયે.

કવિ ભીખન ને ચાહનારા,
સેવાદાસ બાપુને વંદન અમારા.
દેવીદાસ રહો અમ પાસ સદા વસનારા,
એવા સેવાદાસ બાપુને વંદન અમારા.

---

## ભજન

4574

મેં તો સિદ્ધ રે જાણીને તમને સેવિયા
મારા રૂદિયામાં દિવસ ને રાત,
હે જીવન ભલે જાગ્યા રે
મેં તો પ્રેમના પાઠ મંડાવિયા
પાઠો પધાર્યાં જશોને વરદાન .... જીવન
મેં તો કરુણાના કળશ સ્થપાવિયા
પાઠે પધાર્યા નકલંક દેવીદાસ .... જીવન
સતીયું સામૈયા કરજો મારા શ્યામના
મંગલ અમુલા અમરબાઈના .... જીવન
એવા નુરીડા મળ્યા છે મારા શ્યામના
કોરી પાસોળ ગતમાં વરતાય .... જીવન
ગુરું પ્રતાપે અમરમાં બોલ્યા
તમારા સેવકને ચરણોમાં રાખો .... જીવન

卐

શ્રીમનલાલ મંગળદાસ ઝ'ખાવાદ

## ભજન

### અમરમાની ચૂંદડી

દેજો રે દેવંગી માની ચૂંદડી રે....
ચાર વેદમાં છે ભેદ ....દેજો રે

પશ્ચિમ ધરાના ખેતર ખેડિયા (૨)
એના ખેડનારા જશોને વરદાન રે....દેજો રે

સત રે જુગમાં વણ વાવિયા (૨)
એવા ત્રેતા જુગમાં વીણ્યો છે કપાસ....દેજો રે

એની રે બાંધી માએ ગાંસડી (૨)
અમરમાં પ્રેમે પીંજવા જાય રે....દેજો રે

મા એ સુધ બુદ્ધના સરખા માંડિયા (૨)
એવા કુળના કપાસિયા કાઢયા રે....દેજો રે

એની રે વણી છે દોનું પુણીયું રે (૨)
અમરમા પ્રેમે કાંતવા જાય રે....દેજો રે

તેના રે બનાવ્યા દોનું ફરિયારે (૨)
એક ધરતી ને બીજો આભ રે....દેજો રે

ચૂંદડી ઓઢીને પરબે આવ્યા રે (૨)
એને સામા મળ્યા છે દેવીદાસ રે....દેજો રે

સાદલ પીરે ગાય આ સાચી ચૂંદડી (૨)
મારા દેવંગીનો પ્રતાપ રે....દેજો રે

## ભજન

મેં અલખીયા પીર પરબના સતની જોડી મેં ચીરે ધરી
શીરે ધરી મેં કાંધે ધરી .... મેં અલખીયા.

પંચ રંગ કા કપડા મંગાયા,
સીલ સંતોમાં દયા ભરી

વણતાં વણતાં નવ માસ વીતા,
જોરી બન ગઈ ખરેખરી .... મેં અલખીયા.

ઓ હંગ અસરા સોહંગ સીપીયા,
પ્રેમ વિભૂતી માર દયા રમી;

દશમેં દ્વારે અલખ જગાયો,
સારા શેરમાં ખબર પડી .... મેં અલખીયા.

પાંચ મંહેલને પચ્ચીસ મેડીયું,
દશમે' દ્વારે જોયું ફરી .... મેં અલખીયા.

પાંચ જુગારી રમે શહેરમાં,
એને મેં મેલ્યા પરહરી .... મેં અલખીયા.

એક અવાજ હુવો અલખનો,
લીધો અલખીએ રૂદે ધરી

દાસ દયાનંદ બ્રહ્માનંદ ચરણે
હવે ચોરાસીમાં ના આવું ફરી.

મેં અલખીયા પીર પરબના સંતની જોરી મેં ચીરે ધરી.

---

## ભજન

પરણે મેં તો પીર ભાળ્યા સાનમાં સમજાવીયા
પાયા પ્યાલા પ્રેમના અલખને ઓળખાવ્યા

ધરમની ગુરુ ધજા બંધાવી નેશળ નેજા રોપિયા
લીલા પીળા તંબુ તાણ્યા અમર આસન વાળ્યા ....પરણે

ભોમિયો ધણીં આગળ હાલ્યો માંડવા રોપાવ્યા
વંથલીમાં વિવાહ રચિયા મેઘળીનાર પરણવા ....પરણે

સુરત સુરત નાળી માંડી જ્ઞાન ગોળા ફેંકિયા
માર્યા પલિતા પ્રેમના ગઢ ભીતર પાળિયા ....પરણે

સત કેરા સિપાઈ રાખ્યા જામૈયો ખડગ લઇ
ધરમની ગુરુ ઢાલ બાંધી કાળને હરાવિયા ....પરણે

સુનમાં ગુરુ ચોપાટ માંડી પ્રેમ પાસા ઢાળિયા
સાદલ ચરણે નારણ બોલ્યા
નકલંક રમવા આવ્યા ....પરણે



## ભજન

ભાગ કાલિંગા ભાગી જા ને તને સંત દેવીદાસ મારશે
ઓતર દક્ષિણ પૂર્વ પશ્ચિમ અનેક દળ આવશે
મહા વિકરાળ જોધા તને ઝાલીને મારશે....ભાગ

ડુંગર માથે દેવળી ત્યાં ઘેરા શંખ વાગશે
શંખ–ચક્ર ગદા પદ્મ ધરીને વાલો દૈત્યને
સંહારસે....ભાગ

ત્રાંબા પિત્તળની બાવો ઘાણી મંડાવશે
એમાં લોઢાની લાહું પુરાવશે
તારી નાડીના રગત કાઢી બાવો
મસાલમાં જલાવશે ....ભાગ

દેવીદાસના પાઠ આગળ
અનહદ નોબત વાગશે
ગુરુ પ્રતાપે સાર્દુલ બોલ્યા
સત્ત જુગ પૂરો સ્થાપશે ....ભાગ

ભાગ કાલિંગા ભાગી જાને સત દેવીદાસ મારશે
ભાગ કાલિંગા ભાગી જાને.



## ભજન

જેના ઘટમાં વસે છે દેવીદાસ રે
રોમે રોમે ગુરુજીના બાણ વાગ્યા રે

પ્રહ્‌લાદ કારણ લોઢાનો સ્થંભ ધગાવ્યો
એવો માર્યો હરણાકસ ભૂપ રે....રોમેરોમ

ઊંડાં જળમાં જુએ ગજ ગ્રહાળયો
ત્યારે વેગે આવ્યા તા રણછોડ રે....રોમેરોમ

મીરાંબાઈ ઉપર રાણોજી કોપિયા રે
જેને ઝેર આપ્યા તા હળાહળ રે....રોમેરોમ

નરસિંહ મહેતાને માંડલિકે દુભાવ્યા
જેને હાર હાથો હાથ આપ્યો રે....રોમેરોમ

દેવાંગી પ્રતાપે સાર્દુલ બોલિયા રે
અમને દેજો તમ ચરણોમાં વાસ રે....રોમેરોમ

卐

## ભજન

રામદેવપીર મારા રૂદિયામાં રેજો
રૂદિયામાં રેજો મારા મનડામાં રેજો. રામદે.

સંસાર સાગર મહાજલ ભરિયો
એમાંથી પીર અમને તારી લેજો....રમાદે.

જગતમાં નિંદા ચાવીને આવિયા ઘણા રે
એમાંથી પીર અમને નીરકમળ કરજો....રામદે.

મધ્ય સાગરમાં છે એડલી અમારી
બૂડતી એડી પીર તારી લેજો....રામદે.

દેવંગી પ્રતાપે પીર સાદુંલ બોલ્યા
સેવા જાણીને પીર ચરણોમાં લેજો....રામદે.

નકલંકી નાથ મારા રૂદિયામાં રેજો
રૂદિયામાં રેજો મારા મનડામાં રેજો....રામદે.



## ભજન

નકલંકી નામ તણી રે બલિહારી રે
ભાવેથી ભજન કરો નરનારી રે
ભક્તિ તો ભવ રે સાગરમાંથી તારે
ભક્તિ તો જમળાને પાછા હટાવે....નકલંકી

પ્રથમ નામ પ્રહ્લાદે લીધા
ફાટયો છે થંભને દર્શન દીધા....નકલંકી

રાજા રામ હરીચંદ્ર તારાદે રાણી
કરવી છે ભક્તિ ને ભરવા છે પાણી....નકલંકી

પાંચ પાંડવ ને કુંતા માતા
અપવાસી ઋષિએ આવી નામ લીધા....નકલંકી

બલિરાજા આવી મંડપમાં બેઠા
વામન રૂપે પાતાળ જઇને બેઠા....નકલંકી

સાહેલ વચન ગુરુજીના સાચા
કરવી છે ભક્તિ આ ખંડ કાચા....નકલંકી



## ભજન

વારી વારી કહું મારા દિલડાની વાત પરબના પીર
બાળકના સ્વરૂપે અમને બાવોજી મળ્યા ,,
વાંઝિયા આવે છે પીરજી તમારી દરગાયે ,,

એને પારણા બંધાવોને ઘરે જાય રે પરબના પીર....બાલકના
લંગડા આવે છે પીરજી તમારે રે દેવળ ,,

આને પાવ આપો ઘેર જાય રે પરબના પીર....બાલકના
આંધળા આવે છે પીરજી તમારે રે દેવળ ,,

એને આંખું આપો ઘેર જાય રે પરબના પીર....બાલકના
કોઢિયા આવે રે પીરજી તમારે રે દેવળ ,,

એના કોઢ રે મટાડો ઘરે જાય રે પરબના પીર....બાલકના
દેશું ચડે છે પીરજી તમારે રે દેવળ ,,

ત્યાં જમે છે વરણ અઢારે રે પરબના પીર....બાલકના
દેવંગી પ્રતાપે પીર સાદલ બોલિયા ,,

દેજો અમને તમારા ચરણમાં વાસરે પરબના પીર....બાલકના

## આગમના એંધાણ

ગરવો ધણીની વાજા વાગશે રે
વાગશે ગેબી નગારાના સૂર....ગરવો

દેલડી નગરથી દળ આવશે
આવશે જુનાણાથી મોઝાર

ચામુંડા દેવી સંગમાં આવશે
ભરશે રમતના ખપર

તેર તેર મણના તીર હાલશે
મણ ત્રીશની કમાન

એવા પાખરીયા જોદ્ધા જયારે જાગશે
જાગશે જુનાણાની મોઝાર....ગરવો

મરધી કુંડમાં વસે એક જોગણી
જોગણી માગે છે ભોગ રે

દેખો તમારા રવિ ઊગતા
હોશે સુરાના સંગ્રામ રે

વંથલી એ વીવા નકલંક માંડશે
દેવીદાસ હોશે આગેવાન

પરણીને પરબે મીંઢોળ છોડશે
વરતાશે એનો જયજયકાર....ગરવો

સામૈયા કરજો મારા શ્યામના
—સંગલ અસુલા અમરબાઈ

અમરમા સાદ્દલને બોલાવશે
જોવા નકલંકની જાન....ગરવો
સવરા મંડપમાં નકલંક પધારશે
માથે મેઘાડંબર છત્તર
આગના બોલ બાવો પાળશે
અજીયા ત્યારે બેઠી થાય....ગરવો
લીલુડે ઘોડે નકલંક પધારશે
આવશે પરણની માંય
કુડિયા કંપટીને બાવો સંહારશે
સંત જનોની લેશે સંભાળ....ગરવો
એના તુરીડાં મળ્યા છે હરિના નિરમળા
ભક્તિ સુરા હુંદા કામ
સુરા હશે તે પાછા નહીં હટે
ત્યાં નહીં કાયર નરનાં કામ....ગરવો
ઘોડે ઘોડે રે શંખ વાગશે
વાગશે રામ ઘાટ દ્વાર
વેલાને ચરણે રામૈયો બોલિયો
બોલ્યા છે આગમનાં એંધાણ....ગરવો
વેલા બાવા સૂતો હોય તો જાગ
ગરવો ધણીની વાજા વાગશે રે....

卐——卐

## ભજન

ધુનધણી મેં ધાર્યો પીરાણી તારો
પ્રગટ પરચો ભાર્યો
પરબવાળા પીર બાદશા
ધુનધણી મેં ધાર્યો

ઘોરાજીમાં ધુન મચાવી બાવે ખૂબ બતાવ્યો ડારો
અઢાર વરણ એક જ પ્યાલે નજરે નુરીજન ભાર્યો....પરબ

નકલંક રૂપે નામ ગેબનુ બાવો ખેલ રમે ચોધારો
આંધળી દુનિયા કાંય ન દેખે બાવો ઉગલો પેરે કારો....પરબ

આપન પૂજે પાખંડ પૂજે જેની આંખડીયે અંધારો
આત જ્યોતિ અળગી કરી તમે દીવડિયા સીદને બારો....પરબ

સગમ કુટુંબ તમે ભેગા ભળી કા હાથે કરી ભવ હારો
ગંગેવદાસી ચરણુના પ્યાસી નૈનમેં નમીલાયો
પરબવાળા પીર બાદશા ધુન ધણીને ધાર્યો
ધુન ધણી મેં ધાર્યો ધણી જાહેર પરચો ભાળ્યો રે
પરબવાળાપીર બાદશા....



## સાખીઓ

કોઇને ખેતર વાડીયું કોઇને ગામ ગરાસ
આકાશી રોજી ઊતરે પરબે નકલંક દેવીદાસ

પરબે અમર પરસીયે જેના જપે જોગેશ્વર જાપ
ભૂત ભાગે ડેણુ ડરે એના તાવમાં વળે ત્રાસ

દેવીદાસના દીધેલા કુબાના હોઈ કોઈ
સત્ય વચંન સાદુંલ તણા બાવાએ પાળ્યા બોલ

સાદુંલ તારી સીધાઈ જરા જણાવી હોત
તો તો ડોલત ગઢ ગિરનાર શીખર સોતો સાદુળા

સાદુંલ વાડી સંતની એમાં ફુલ્યા ફૂલ અનેક
કૈંક કાણા કૈંક કુબડા કૈંક માણે કહું દે મૂલ

સાદુંલ વાડી સંતની એમાં સત ભતેજા ફૂલ
વેવન હારો વળસે દુનિયા રેસે દેખ

કળજુગના માનવી તમે દઢ રાખો વિશ્વાસ
ચોરાસીનાં બંધનો છોડાવશો નકલંક દેવીદાસ

કળજુગના માનવી તમે રાખો હ્રદયમાં હામ
પરબે મીંઢોળ છોડશે નકલંક દેવીદાસ

જાજમ જૂના દેશની પાથરી પરબની માંય
કચેરી કિરતારની માંડે ડાડો મેકરણ

ધૂણો નાખ્યો ધર્મનો બે આંબલી મોજાર
ત્રણ ધારૂ ત્રિશૂલ ખોળે ડાડો મેકરણ

ધજા દેખી ધણી સાંભળે દેવળ દીઠે દુઃખ જાય
દર્શન કરીએ દેવીદાસના ખંડના પ્રાયશ્ચિત જાય
ગેબી નગારા ગળંગળે થાય લોબાનનો ધૂપ
દેવીદાસની દરગાયે નમે મોટા ભૂપ
દત્ત પૂછે દિગંબરા કાં જોગી કે જળાધાર
ખરા સંપૂરણ કાપડી આગે કોણ અવતાર
મેં સતસંગી શ્રીરામના ઓળ કુળનાઈ
સૂરજ રથમાં ભમરો વીંધ્યો શ્રી રામચંદ્રે નીભાઈ
સોરઠ દેશમાં ભલે સંચર્યો ચડ્યો ગઢગિરનાર
પણ દર્શન કર્યા નઈ દેવીદાસના એનો એળે ગયો
અવતાર
પાખંડ મેલીને પરએ. ચરણે જે કોઈ જાઈ
એના દેવંગી દુઃખડા હરે એને જમની ભેના જરાઇ
સંસાર દારૂની હાટડી એમાં ફળીગો ઈંગાર
સાર્દુલ કહે હરિ ભજી ન્યારા રહો હતો લોહ જાણે લુહાર
ગિરનારમાં ગુરુદત્ત વસે પહાડમાં પરખના પીર
સતાધારે આપા ગીગા વસે રણુંજામાં રામોપીર
માનવ હાલો સૌ પરખે જ્યાં પૂજાય પીરના પીર
કોઢિયાના કોઢ મટાડશે ઈ સાજા કરે શરીર
જીવો ત્યાં સુધી ઝેરના થયું સકર
મુંદાએલ મરાવી તો મારવો ભલારેંગા વેણુ

---

## પરબનો ઈતિહાસ

દીન એક મુની સરભંગનો ધૂણો જ્યાં ધખતો હતો,
દત્ત જેવા દિગંબરનો પાંવ જ્યાં પડતો હતો;
સિદ્ધ ને જોગી મળ્યા અણુ યોગને અભ્યાસમાં
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

વચન દીધું રઘુવીરે ભાવથી સરભંગ ને
કાપડી કુળમા જન્મવું શેષ કેરા અંશને.
મેકરણ નામે મલકમાં પોતે થશે પ્રકાશમાં,
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

જશોને વરદાન જબરા જઈ વિજય જાણી લીધો.
હદ મક્કાથી હાબ ગઠો એક લીધી કામળિયો
ચીર જગ્યામાં રોપતાં થઈ આંબલી એક આંબલી.
પીરાઈ પ્રગટ જુવો પરબે અમર દેવીદાસમાં....

ગહન દેવીદાસ ગેબી જેની સહનશીલતા હતી.
દહન કરતા દેહનું વંદન ગંગાવાની હતી.
ભાતું ભર્યું એ લોકનું પીંડ પડ્યું સ્વયં પ્રકાશમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

જોગન હિંડોળે ઝૂલતી આહીરની બાળા હતી.
સંસાર કેરા મોહ છોડી રામને રટતી હતી.
અમર ઘરને ઓળખવાની વૃત્તિ બધી વિશ્વાસમાં
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

આપ્યો ગુરુએ અભય અંચળો ધીરજથી ધારણ કર્યો.
તન મન ધનથી ટેલ કરતા પગ પાછો ના ભર્યો.
ખુમાણ સાદૂલ પીર પાકયો ના ગોઠયું ગામ ગરાસમાં
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

કરિયા દુધાળા ભગત કરમણ માંદગી માંહે પડયાં.
રૂડા પીરનું રટણ લીધું વેઠીયો તેતો કર્યો.
ખબર આપી ખેપીએ છેલ્લા હતા એ શ્વાસમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

પરિયાણ કિધું રૂડાપીરે સાદલે ટકોર કરી.
મરલ સેજમાથી મડાને આવજો બેઠું કરી.
ભયંકર ભડકા બળે ખપ્યા કરસણ ખાખમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

હેઠું ઉતાર્યું હાથથી સોંપ્યું સેલાણી સાંઈને,
શીશ મારું સંતને દેજો પરબમાં જઈને
જાકારો દીધો જોગીએ એક મને કડવાસમાં,
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

ઊડીને મસ્તક આવ્યું મજબૂત કિધો તોડિયો,
સાત ફેરે ચણી લીધો ને છતાં ગંઠ ના રહ્યો.
શીશ મૂક્યું સાદલે ઉર કરી ગયું આકાશમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરબે અમર દેવીદાસમાં....

છાતી ભરાણી સ્નેહથી આંસુ છલકતી આંખડી.
જખરાઈને જાણી નહીં પૂરા તણી ખબર પડી.

ગઢમાં સમાધિ ખોદાવી ગણ્યા શીર છત્ર સમાં
પીરાઈ પ્રગટ જુઓ પરખે અમર દેવીદાસમાં....

હેરાન કરતા હુરલમાને તર્ક ઘેરાજી તણા,
જાપ દેવીદાસના જપતાં કાંઈ નોતી રાખી મણા.
હોકાર હાલકલોળ કબરું બધી કબ્રસ્તાનમાં
પીરાઈ પ્રગટ જુઓ પરખે અમર દેવીદાસમાં....

જશાને વરદાન જલશ સાંઈ સેલાથી જુઓ
માતા અમરીબાઈ કરમણ પીરાણી દાનવે હુવો,
જીવતા સમાધિ લીધી પોઢિયા સૌ પાસમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરખે અમર દેવીદાસમાં....

ગંગોતરી સમ માનગંગા પતિતને પાવન કર્યા
ભેખધારી કફન ભગવી પુન્ય મારગના વાર્યા,
સમજણ આપી સેંકડોને ગયા વૈકુંઠ વાસમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરખે અમર દેવીદાસમાં....

સમજણ આપી સેવકોને સોવ ગયા વૈકુંઠવાસી
સમયનું ચક્ર ફરતાં આવી સોવ સંક્રાન્તિ,
બુઝાય ગઈ જાગૃત બત્તી અંધકાર થયો અંધવાસમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરખે અમર દેવીદાસમાં....

કસોટી કપરી પડી મુંજાઈ ગયા એ માનવી
સેવક હતાં ને સેટા ખશિયા અટકળ કરતાં અવનવી,
તે દિ' સોડમાંથી સાદ ઊઠ્યો ચવડાયો આકાશમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરખે અમર દેવીદાસમાં....

ધા સુણીને પાજોદથી દોડયા પારસમણી
જગ્યાની તો કેમ લાજ જાશે માથે બેઠો ધીંગો ધણી
ભંભક ભરી દેવંગીએ સંપૂર્ણ સેવાદાસમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરખે દેવીદાસમાં....

હરિહરની હાકલ પડે દૂધ ઘીની દેગું ચડે
પાતાળ પાયા રોપિયા લક્ષ્મી ઊભી ખડે પગે.
લૂલા લંગડા આંધળાની બહુ રહે બરદાસમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરખ અમર દેવીદાસમાં....

કર જોડી કવિ કાન કહે છે, દુઃખડાં અમારાં.
દૂર કરો દેવંગી અમ દાદને તમે હેતથી હૈયે ધરો,
તમારા ને તમે કેમ તજશો, આ વિકટ આ ભવવાસમાં.
પીરાઈ પ્રગટ જુઓ પરખે અમર દેવીદાસમાં....



## ભજન

રાગ : (કોણ તો જાણે બીજું કોણ તો જાણે)

દેવંગી રમે રે દાતા દેવંગી રમે રે
નીત રે નગારે દેવંગી રમે....નીતરે

પ્રગટ પીરાણું પીર સાદલ ને સોંપ્યું (૨)
હે જગતનો દાસ થઈને નાથને ગમે રે ....નીતરે

દેશ પરદેશથી તારી માનતાયું આવે (૨)
હે નર અને નારી તને નમણું કરે રે ....નીતરે

ઘરઘર ભટકી વાલો ટુકડા રે માંગે (૨)
હે ભૂખ્યા રે જમે તે દેવીદાસને ગમે રે ....નીતરે

માનવ સેવામાં દેહ અર્પણ કર્યા (૨)
હે તોયે રે જગતના માર મળેલા ખમે રે ....નીતરે

કહે રે "કલ્યાણદાસ" દોઈ કર જોડી (૨)
હે આવા સંત સમરીયે જમડા ડરે રે ....નીતરે

દેવંગી રમે દાતા દેવંગી રમે રે
નીતરે નગારે દાતા દેવંગી રમે રે

卐

## ભજન

રાગ : (ધુણી રે ધખાવી બેલી)

જ્યોતું રે જગાવી પીરજી અમે તારા નામની
અમે તારા નામની આ દુનિયા શા કામની
જ્યોતું રે જગાવી....

મંદિરના દ્વારે રે પીર સાદલ સમાણા
સાદલપીર છે. નીરધનીયાના નાણાં
નાદરે જગાવે પીરજી દેવંગીના નામની
જ્યોતું રે જગાવી....

સાંઇરે સેલાણી પીરનું પ્રગટ પીરાણું
માનવ સેવામાં એણે નોતું જોયું ટાણું
કબરૂ બોલાવી એણે ધોરાજીના ધામની
જ્યોતું રે જગાવી....

ધડ રે લડે પીરના મસ્તક પરબમાં
રૂડા રે પીરના હૈયા રે હરખમાં
નોબત વાગી તેદિ' અલખ તારે નામની
જ્યોતું રે જગાવી....

પાળેહથી બાપુ પધાર્યા
સેવાદાસબાપુએ અલખ જગાવ્યા
ધૂણી રે ધખાવી એણે સરભંગીના નામની
જ્યોતું રે જગાવી....

કહે "કલ્યાણદાસ" જેણે ચરણ સ્વીકાર્યું
એને નવ જોયું હવે ચોરાસીનું બારૂં
જય જય બોલ્યા રે તમે પરબના પીરની
જયોતું રે જગાવી....

---

## ભજન

રાગ : (પ્રેમ જોગીડા)

ગુરુ સંગાથે મનડું રંગાણું ગુરુ ગોવિંદ ગુણ ગાવું
મારે વૈરાગી બન જાવું.
જો તુમ ગુરુજી ફૂલ બનો તો ભમર મૈં બન જાવું.
તમારે ચરણે શીશ નમાવી તમ સંગાથે આવું.
મારે વૈરાગી બન જાવું.
ગુરુજી તમે દેવ બનો તો દેવળ મૈં બન જાવું.
જો ગુરુજી તુમ મૂર્તિ બનો તો પૂજારી બનકર
આવું—મારે વૈરાગી થઈ જાવું
જો ગુરુજી તમો ચંદ્ર બનો નવલખ તારા થાવું
ગુરુજી તમો સૂર્ય બનો તો કિરણ મેં બન જાઉં.
મારે વૈરાગી બન જાવું.
તમે ગુરુજી રામ બનો તો હનુમત મેં બન જાઉં.
જો ગુરુજી તુમ શિવ બનો તો મેં ગલે મેં
સાપ બન જાવું—મારે વૈરાગી બન જાઉં.
તમે ગુરુજી ગુરુ બનો તો શિષ્ય મેં બન જાઉં.
કહે "કલ્યાણ" કૃપા હોય ગુરુની સબમેં
સફલ બન જાઉં—મારે વૈરાગી બન જાઉં.

## ભજન

(રાગ :- આસાવરી)

દેવંગી અમીરસ પ્યાલા પીવડાવે
જસો વરદાન – માતા અમરમા
ભરી ભરીને લાવે....દેવંગી

વિરડા જેવો વ્યવહાર જેનો
ઉદેસે ઉજળો થાવે....દેવંગી

રિદ્ધિ સિદ્ધિ રસોઈ કરાવે
પયગંબર પીરસાવે....દેવંગી

સત્ય સનાતન પંથે કોઈ સંત વીરલા આવે
મહાધર્મ છે ઓલિયાનો આકાશી રોજી આવે....દેવંગી

એના વચને વ્યાધિ ટળશે શ્રદ્ધાળુ સાજા થાવે
પેઢિયે પેઢિયે પીરાણુ પ્રગટશે પીરના પીર કેવાશે

દુખિયાના તો દુઃખ મટાડે ભૂખ્યાને અવડાવે
સ્મરણ કરે કોઈ દેવંગીનું એના વિઘન
સર્વ જાવે....દેવંગી

અન્ન ધનના સદાવ્રત ચાલે, જ્યાં લક્ષ્મી
પણ રોકાયશે.

દાસ "કલ્યાણ" કહે ગુરુ પ્રતાપે
પીરના ગુણલા ગાવા .... .... .... દેવંગી



## ભજન

(રાગ : આશાવરી)

પીયુજી મારું મનડું રંગાણું એકતારે;
એકતારે એના રણકારે સમજણમાં નવ આવે....પીયુજી મારું

કડવી વેલના તુંબા મંગાયા,
વામેં તાર લગાયા;
યે તુંબામેં એસો ગુન હે,
દેખત મન હરખાવે....પીયુજી મારું

આશા તૃષ્ણા માર હટાવે,
જો તુંબાકો અપનાવે;
સચ્ચે દિલ સે તાર લગાવે,
ભવ સાગર તર જાવે....પીયુજી મારું

તીન ગુણકા તીન તાર લગાવે,
જો અનહદ નાદ જગાવે;
તીન ગુણકો જો નર અપનાવે,
દશમાં દ્વાર ખોલાવે....પીયુજી મારું

ગુરુ ગોવિંદ દોનું મિલકર,
કુન કુન શબ્દ જપાવે;
દાસા "કલ્યાણ" કહે ગુરુ કૃપાસે,
સમજો તો સમજાવે....પીયુજી મારું

## ભજન

(રાગ : આશાવરી)

દેવંગી મેં હૂં દાસ તુમારો તુમરેકો તુમ તારો,
ક્ષમા ખડગ લઈ આગે હો તુમ તુમરેકો તુમ તારો.

લીલી ધજાને નિશાન ફરુકે પીર પછમ વાળો,
ગરીબ જનનાં દુ ખડાં ટાળ્યાં (૨)

અમર નામ તુમારો....દેવંગી.
નિશદિન બાપા નીરખું તમને સોહમ સ્વરૂપ તમારો, (૨)

પલ પલ સમરું નામ તમારું,
કરજો વિવેકનો વધારો....દેવંગી.

જાહેર પરચા પરબ વાળાના તુરતે સુરતે ભાળો, (૨)

પરબના પીરને ભાવે ભજી લ્યો,
હટી જાય જમડો કાળો....દેવંગી.

દેવંગી ચરણે શીશ નમાવ્યું,
ભવ સાગરમાંથી તાર્યો.

ગુરુ પ્રતાપે કહે "કલ્યાણદાસ"
વાલા તુહીં પરમેશ અમારો....દેવંગી.

# ભજન

(રાગ : આશાવરી)

જીવ તું મત કરના અભિમાના
મત કરના અભિમાના એક દિન મિટીમેં મીલ જાનાજી.
ક્યા તું લાયા ક્યા લે જાના ખાલી તુજકો જાના (૨)

નવ નવ માસ જેણે ઉદર રાખ્યો (૨)
વો (અમ્મા) કો મત ભૂલ જાના ....જીવ તું

સબકે સંગ મીલ કે-રહના કિસીકો દુઃખ ના દેના
અવસર આવો ફેર નહીં આને (૨)

અવગુણ કો મત. લેના ....જીવ તું
ગુરુ કો ભજલે શિવ કો ભજલે ભજીલે દેવંગીદાતા (૨)

દાસ "કલ્યાણ" કહે ગુરુ પ્રતાપે (૨)
ઇતના કરકે રહના ....જીવ તું

卐——卐

## ભજન

(રાગ : આશાવરી)

દેવંગી કલિયુગ આવ્યો ઉગારો
કલિયુગ આવ્યો ઉગારો
આવા કાલિંગાને તમે વારો....દેવંગી.

જમ જપાય ડોટું મેલે નથી ઉગરવાનો આરો
ઈ રે જમડા ભાગી જાવે (૨)
એવો મારગ બતાવો....દેવંગી.

જનમો જનમથી હું દુઃખિયારો મારે એક આધાર
તમારો...ગંગા જમુના ગોમતીના
નિર્મળ નીર પીવડાવો....દેવંગી.

મોહ મમતા માયા ત્યાગી સંસાર લાગ્યો ખારો (૨)
જીવન જીવમાં ઘોર અંધારો (૨)
દિવડિયાં પ્રગટાવો....દેવંગી.

ગુરુ સમરું ગોવિંદ સમરું જ્ઞાની જ્ઞાન બતાવો (૨)
ભ્રમણા મારી સર્વે ભાગો (૨)
ભાંગો પાપનો ભારો....દેવંગી.

ગુરુ પ્રતાપે કહે "કલ્યાણદાસ" ભવના બંધન તોડાવો
અટક પડે ત્યાં આવી દેવંગી (૨)
કરજો અપને સહારો....દેવંગી.

---

## ભજન

(રાગ : આશાવરી)

ગુરુજી સત્ય સંમદ સમજાવે
ગુરુજી અમારા આતમ જ્ઞાની
સમજો તો સમજાવે....ગુરુજી

સત્ય તણી સમસેર લઇને
સત મારગડે હાલે
અજ્ઞાની કો સત સમજાવે
કુંન કા સાર બતાવે....ગુરુજી

આઠે પોર આનંદમાં રેવે
હરદમ હર ગુન ગાવે
હરકી નજર મેં તુમહી ગુરુજી
કુંન મેં હર મીલ જાવે....ગુરુજી

ગુરુ મળ્યા જેને સંત દેવાદાસ
ઈ નર આવું સમજાવે
દાસ "કલ્યાણદાસ" કહે જાઓ ચરણમાં
આવા સંતો સૌને નિભાવે....ગુરુજી



## ભજન

(રાગ : આશાવરી)

ઈ માનવ ગુણલા તમારા ગાવે
દેવંગી જો તુમ દરબારે જે કોઈ માનવ આવે.
ઈ માનવ અડસઠ તીરથ પાવે....ઈ માનવ.

તન મન વચનથી સેવા કરે જો.
વો સબસે મીલ જાવે.
અંત સુધી હિંમત રાખે તો
ભવ સાગર તરી જાવે....ઈ માનવ.

પરદુઃખ ભંજન વો બન જાવે.
મન સંજન હો જાવે.
જલહલ જલહલ જ્યોત જગાવે
આશા એની પુરણ જાવે....ઈ માનવ.

ગુરુ મળે તો આ રાહ દીખાવે
આતમ આગ બુઝાવે
ગુરુ પ્રતાપે કહે "કલ્યાણદાસ"
જો પલ પલ ગુરુ ગુન ગાવે....ઈ માનવ.



## ભજન

(રાગ : આશાવરી)

ભજન બીના ઘટ ભીતર અંધારું
　　ઘટ ઘટમાં જ્યોતું પ્રગટે છે.
　　ભજન કરી લે ભવ સારુ
ભજન બીના ઘટ ભીતર અંધારું
　　ભજન કરીને ભોજન કરાવો
　　જીવન સુધરસે તમારું
આ અવતારે ભાઇ ભૂલી ગયા તો
　　　　ફેર નઈ આવે વારું....ભજન બીના
ભજન સેવા ભોજન કરાવી
　　જેનું મનડું રંગાણું એકતારે
એકવારે જેણે દુનિયા ડોલાવી
　　　　છોડયું મારું તારું....ભજન બીના
સેવાદાસ બાપુ અલખ અવતારી
　　એના ચરણ કમલ બલિહારી
ભજન કરીને ભોજન કરાવ્યા
　　　　ઈ સંતમાં પ્રભુતા ભારું....ભજન બીના
સંત મળે તો આવા મળજો
　　જેને ભવોભવ સંભાળું
ગુરુ પ્રતાપે કહે "કલ્યાણદાસ"
　　　　સમજો તો સમજાવું....ભજન બીના

## ભજન

(રાગ : આશાવરી)

જગમેં સોચ સમજકર ચલના,
સત્ય પંથ અપનાના મનવા
ભવ સાગર તર જાના ...જગમેં

ભગવંતે તુજે ધન દિયા હૈ !
દાન ધરમ તું કરના
લેના પ્રભુકા નામ તું મનવા
જીવન સફલ તું કરના....જગમેં

માતા-પિતા કુટુંબ પરિવારા,
સ્વારથના સથવારા
અંતકાલ કોઈ સાથ ન આવે
ભજલે તું ભગવાના....જગમેં

યે જગમેં હૈ માયા હી માયા
સમજ સમજ કર રહના
નીંદા તારી સૌ કોઇ કરશે
કલિયુગ કાપે જમાના....જગમેં

યે કલયુગ હૈ એસા સાઇ
નીડર બનકે રહના
દાસ "કલ્યાણદાસ" કહે સમજાકર
ફંદે મેં ના આના....જગમેં

## ભજન

(રાગ : આશાવરી)

ચિંતા મત કરના મેરે ભાઈ
કર પીરજીની બંદગી ભાઈ
રહો ભજન મેં સદાઈ
તેરી રક્ષા કરે રે પીરાઈ.

પ્રભુ ભજનસે પ્રીત લગાવો
કરલે થોડી ભલાઈ,
કૂડ કપટ મન મેલા રખ ના
કરલે સત્ય કમાઈ....તેરી

દેહ મળ્યો છે માનવનો તને
નહીં મળે વારંવાર,
કરલે સેવા કરલે બંદગી
જો જેના ચલી જાઈ....તેરી

પીલે પ્યાલી રામ રસનકી
દીસીકો પહેલે પીલાઈ
દાસ 'કલ્યાણદાસ' કહે સમજાકર
તું જે પીલાયેગા રઘુરાઈ....તેરી

## ભજન

(રાગ : આશાવરી)

મનવા જીવન હે દિન ચાર
દેવંગીના નામ સમર લે
મનવા જીવન હે દિન ચાર.

સત્ય ધરમસે કરલે કમાઈ
તને મળ્યો માનવ અવતાર
માતપિતા ગુરુજન કી સેવા
કરલે પર ઉપકાર....મનવા.

જિંદગી તેરી ચલ જાયેગી
મનવા કરલે વિચાર.
સંસાર હે સ્વપ્નો કી માયા
મોહ મમતા નિવાર....મનવા.

દેવંગીનું ધ્યાન ધરી લે.
અલખને આરાધ
સચ્ચે દિલસે ધ્યાન લગા લે.
ઉતર જા ભવ પાર....મનવા.

સતસંગ ગુરુકા સુનલે મનવા
ગુરુ ચરણ જો હે સબધામ
દાસ-'કલ્યાણદાસ' કહે બીન સતસંગ
કબહુ ન મિલે જ્ઞાન....મનવા.

## ગઝલ

(રાગ : ઈસુને ક્યા બતાયા હૈ)

આજ કરલે મનવા સબ તૈયારી
કલ નિકલેગી તેરી સવારી ,, (૨)
ક્યું સંભારી હે યે દુનિયાદારી
સારી દુનિયા બહુત દુખિયારી ,, (૨)

ના મિલા હે અમર પરવાના આજ આયા હે કલ તુમકો જાના.
આજ આયા હે કલ તુમકો જાના.

છોડ દુનિયાકી પ્રીત હે નઠારી.... .... .... કલ.... .... .... ....
જરા દેખો નજરસે દીવાના, યે તો કલિયુગકા આયા જમાના
યે તો કલિયુગકા આયા જમાના (૨)

યે જમાના બડા ભ્રષ્ટાચારી .... .... ....કલ.... .... .... ....
તુને કીની હે બૂરી કમાઈ, તુજે જરા ભી શરમ ન આઈ
તુજે જરા ભી શરમ ન આઈ.

યે ભયંકર હે ભૂલ તુમારી .... .... ....કલ.... .... .... ....
યે જમાના હે દુષ્ટ અભિમાની, પાપ કર્મ કરે છુપકે છાની
પાપ કર્મ કરે છુપકે છાની.

ક્યું કરતા હે જીવન ખુમારી.... .... ....કલ.... .... .... ....
કહે કલ્યાણ કાયા માનવની, દીવાની જવાની ન રેવાની
દીવાની જવાની ન રેવાની.

છોડ કાયા માયા જંજારી.... .... .... ....કલ.... .... .... ....

## ભજન

(રાગ : આશાવરી)

ભજલે દેવંગીકા નામ સબ જગહે સ્વારથકા ભાઈ
નહીં ઈનિમેં આરામ....ભજલે દેવંગીકા નામ
અરજી સુણસે દેવંગી તારા પૂરણ થાશે કામ
સબકો છોડ કે જાના એક દિન કોઈના આવે પાસ....ભજલે

જબ પીંજર સે હંસા ચલેગા પીંજર હોગા ન કામ
અંત સમયે સંગ ન આવે સ્વારથ કા સબ સાથ
દિન દિન પલ પલ સુમરન કરલે મીલેંગા મોક્ષ ધામ....ભજલે

સોચ સમજ નર નામ નિરંજન ભજલે તું ભગવાન
દાસ 'કલ્યાણ" કહે ગુરુ કૃપાસે પાયેગા વિશ્રામ
ભજલે દેવંગીકા નામ....



## ભજન

(રાગ : આશાવરી)

દેવંગી મેરા તુમ બીન કોન સહાઇ
તુમરે ભજન મેં લગા રહું મેં
તુમ બીન ના મેરો કોઈ....દેવંગી મેરા.

માત તાત ઔર બાંધવ છોડે
છોડે હી દુનિયા સારી
સબકો છોડ તેરે ચરણુ પડા હું
તુમ સે લગની લગાઈ....દેવંગી મેરા.

સ્વારથ કા મેરે થા સબ ભાઈ
સબસે કરદી જુદાઇ
માયા મોહ લાલચકો છોડ કે
તુમ તરંગ મપાઈ....દેવંગી મેરા.

તુમ હમારા પાલન હારા
તુમરી મહિમા ભારી
લાડ લડાકે પાલન કીના
તેરે ચરન કમલ બલિહારી....દેવંગી મેરા.

ગુણુલા તેરા નિત નિત ગાઉં
ચરણુમેં શીશ નમાઉં
દાસ "કલ્યાણુ" કહે ગુરુ કિપા સે
કરજો સાચી કમાઈ....દેવંગી મેરા.

## ભજન

ફિલ્મ રાગ : (મેરા ગાંવ મેરા દેશ—
માર દિયા જાયે કે છોડ દિયા જાયે)

બંદગી કરીલે....તું સેવા કરીલે.
પરબવાળા પીરનું ધ્યાન ધરીલે.
સાચા દિલથી ભજન તું કરજે.
સાચા મારગડે પગલું તું ભરજે.
તારી રક્ષા કરે....તારા દુઃખડા હરે
ભવ પાર કરી લે....બંદગી કરી લે.
કોઇ માનવને દુખડા ન દેજે.
એના દુખમાં થોડો ભાગ લેજે.
જગ જીતીને રે....મન મારીને રે
તું ભલાઈ કરી લે....બંદગી કરી લે.
તુને માનવ અવતાર મળિયો
તું તો મોહ માયા મારે પડીયો
ફેર વારંવાર....ના આવે અવતાર
તું લાવો લઈ લે....બંદગી કરી લે.
સેવક બનીને સેવા કરજે,
નામ તારા અમર તું કરજે
તારા નામ પૂજાય....“દાસ કલ્યાણ” ગાય
પેલે રે પેલે....બંદગી કરી લે.

## ભજન

ફિલ્મી રાગ : (મેરા ગાંવ મેરા દેશ-
માર દિયા જાયે છોડ દીયા જાયે)

રામ ગુણ ગાવું....હરિના ગુણ ગાવું
સાધુની સંગાથે મારું મનડું રંગાવું....(૨)

સાધુ સંતો છે પ્યારા પ્રભુને
પ્રભુ એને બેલી જેણે માય મેલી (૨)
એવા સંતને રીઝાવું....રામ ગુણ ગાવું

પરનાર પરધન ત્યાગે
એવા સંતો અભય પદ પામે
એવા સંત મળ્યા મારા દુઃખ ટળ્યા (૨)
ઈ સંતને રીઝાવું....રામ ગુણ ગાવું

સાધુ સંતોની રક્ષા કાજે
પ્રભુ હોસે યુગો યુગ આવે
તારી રક્ષા કરે તારા દુઃખડા હરે (૨)
એવા સંત બતાવું....રામ ગુણ ગાવું

દુનિયામાં હાલે છે મારું તારું
કહે 'કલ્યાણ' થયું અંધારું
આવ્યા 'કલિયુ'ગના રાજ, સંતો હાલ્યા છે આજ
મારું મનડું મુંઝાણું....રામ ગુણ ગાવું

## ભજન

(વીરપુર જાવું કે સતાધાર)

સંત દેવીદાસ—અમર દેવીદાસ
વંદન કરીએ સત દેવીદાસ

પરબના પીર બાપુ સત દેવીદાસ
નવ જોધા બિરાજે મંદિરમાં
જેના સેવકના હૈયા હરખમાં
જેણે સેવા કરી—મન લીધા હરી
એવા સરજનહાર....સત દેવીદાસ.

જસાપીર બિરાજે છે મંદિરમાં
સાદલ પીર મંદિરના દ્વારમાં
એણે પરચો પૂર્યો મેતર તરતો તાર્યો (૨)
ખેલ ખાંડાની ધાર....સત દેવીદાસ.

દેવંગી દયાળુ પધારશે
તારા અટક્યા રે કામ સુધારશે (૨)
એને ચરણે તું જા એના ગુણલા તું ગા (૨)
છોડ દુનિયાનો તું સાર....સત દેવીદાસ

નોધારાના આધાર બનશે
કરું પોકાર દેવંગી સુણશે
બોલે 'કલ્યાણદાસ' રાખો તમારી પાસ
તું મેરી કિરતાર....સત દેવીદાસ.

## ભજન

(રાગ : કપડાં રંગાવ્યાં મેં તો)

એજી ગુરુજી મળ્યા મારા.
સંચય ટળિયા ને.

અલખ પુરુષનો આધાર.
ગુરુજી મારા કાલીંગાનો કરજો સંહાર (૨)

મારગ હું ભૂલ્યો તો ગુરુજી તમે તને તારો (૨)
એજી તમે નોધારાના આધાર—ગુરુજી

લખરે ચોરાસીમાં ભટકીને થાક્યો (૨)
એજી તું હી મેરો તારણહાર—ગુરુજી

અવિચળ જ્ઞાની ગુરુજી તમે રે કે'વાણા (૨)
એજી મારે અજ્ઞાનનો નહીં પાર—ગુરુજી

ગુરુના પ્રતાપે દાસ "કલ્યાણ" રે બોલ્યા (૨)
એજી મને ઉતારી દ્યો ભવપાર—ગુરુજી.




## ભજન

(રાગ : કપડાં રંગાવ્યાં મેં તો)

લીધી રે ફકીરી મેં તો
પેરી લીધાં ભગવાંને,

છોડયો આ દુનિયા કેરો સાર
ફકીરી મને લાગી રે દેરંગી તારે દ્વારે–(૨)

રોમે રે રોમમાં લાગી રે ફકીરી (૨)
એજી જેમાં રંગતનો નહીં પાર—ફકીરી મને.

મધ્યરે સાગરમાં મારું જહાજ રે ડૂબતું (૨)
ત્યારે સાંભળનારો તું પોકાર—ફકીરી મને.

પૂર્વે રે જનમની મારે કમાયું રે હશે વાલા (૨)
મારો ઊતર્યો ભવભવનો ભાર—ફકીરી મને.

દાસ "કલ્યાણ" ગુરુના પ્રતાપે (૨)
લીધો મને ચરણુ મોઝા રે—ફકીરી મને.

## ગઝલ

(રાગ : વીરપુર જાવું કે સતાધાર)

હો અમરમાં તું જગદંબર
અંબા અલબેલી છે અમરમા

માજી જન્મ્યા છે આહીર કુળમાં
એવા શક્તિ તણા રે સ્વરૂપમાં (૨)

જેના તેજ ન માય
ચંદ્ર સૂર્ય શરમાય

એવા તેજસ્વી મા....અમરમાં

જે દિ' વેલડીયે બેસીને આવ્યા
તે દિ' સોળે શણગાર સજાવ્યા

આવ્યા પરબધામ જોયા સેવાના કામ (૨)

તજ્યા જગ મોરીમા....અમરમાં

ત્યાંયે સોળે શણગાર ઉતાર્યા
માનવ સેવાના કામ સ્વીકાર્યા

એના પીયુ મનાવે એના બાપુ મનાવે

ના માન્યા મોરી મા....અમરમાં

મા એ ગુરુ દેવંગી ને ધાર્યો

માને ભગવાં રે વસ્ત્ર પેરાવ્યા (૨)

રાખ્યા તમારી પાસ
બોલે કલ્યાણદાસ

જગજનની મા....અમરમાં

## ગઝલ

(રાગ : વીરપુર જાવું મારે સંતાધાર)

દેવંગી પધારો મારા કાજ સુધારો
દેવંગી દયાળુ ભવ પાર ઉતારો
એવા લીલુડે ઘોડલે આવો
મારા મનના રે કોડ પુરાવો
મારા અટકે ન કામ જપું તમારા નામ
મને કરજો સ્હારો....દેવંગી પધારો.

તમે રોગીના રોગ મટાડયા
તમે અલખ નામ જગાવ્યા
જેની રચના અપાર લાગ્યો તમથી રે તાર
તાર તૂટેના મોરો....દેવંગી પધારો.

તારા નામનું રટણ મેં લીધું
આજ મન મારું ઘેલું તે કીધું
નામ અંતર ધરું સબ અર્પણ કરું (૨)
ઘટમાં વાસ તમારો....દેવંગી પધારો.

આજ ગ્રહ ગ્રહ હું પુકારું
પ્રભુ કલિયુગમાં કોણ સારું
કરો કલિયુગના નાથ બોલે 'કલ્યાણદાસ'
હું દાસ તમારો....દેવંગી પધારો.

卐

## ગઝલ

(રાગ : વીરપુર જાવું કે સતાધાર)

જ્યાં પરબના પીર ત્યાં આવ્યા રઘુવીર,
દેવંગીના આંગણે ત્રિવેણીના નીર (૨)

જશો વરદાન પીર દેવાણા
જેણે મક્કા મદીના ડોલાવ્યા

મક્કા હજ પઢયા આવા પરચા પૂર્યા
આવા થઈ ગયા પીર જ્યાં પરબના પીર....

આવા પીરને ધૂન ધણી ધારો
એને જય વિજય તમે માણો (૨)

લાવ્યા દાતણની ચીર
પાયા ત્રિવેણીનાં નીર

આવા ધુરંધર વીર... જ્યાં પરબના પીર....
સાદલ પીરે સીધાઈના જણાવી
મંદિર દ્વારે સમાધિ ગણાવી (૨)

એનો શેષ અવતાર એના પરચા અપાર
નેશળ હાકયાના નીર....જ્યાં પરબના પીર....

પીર સેલાણીનું પરગટ પીરાણું
એ તો નિરધનિયાનું છે નાણું (૨)

એણે ધોરાજી મુજાવી ત્યાં ધુણી ધખાવી (૨)
થયા હિંદવા પીર....જ્યાં પરબના 'પીર....

આવા હિંદવા પીર કે'વાય છે
જેના દર્શનથી દારિદ્ર જાય છે
પૂરે મનડાની આશ કહે "કલ્યાણદાસ"
જો મન રાખો થીર....જ્યાં પરબના પીર....

---

## ગઝલ

(રાગ : વીરપુર જાવું મારે સતાધાર)

કાળા ડગલાવાળા—હો લીલા નેજાવાળા
સેવાદાસ બાપુને વંદન અમારા (૨)
બાપુ ધર્મ સનાતન તમારે
જેમાં ભળે વરણુ અઢારે (૨)
તમે ધર્મ દીપાવ્યા તમે અલખ જગાવ્યા
ગુરુદેવ અમારા .................... કાળાડગલા.

એકતારાના રણકાર બોલે
ઇન્દ્રાના ઇન્દ્રાસન ડોલે (૨)
એવા જ્ઞાને ભરપુર વાગે અનહદ તુર (૨)
એકતારે રે તમારા................કાળાડગલા.

બાપુ રટણુ લીધું છે તમારું
હતો જન્મોજનમ સંભારું (૨)
તમે સ્વર્ગે ગયા, બ્રહ્મલીન થયા ॥
થયા નજરૂંથી ન્યારા...........કાળાડગલા.

બાપુ દેવ સભામાં ભળિયા
મારા ફેરા ચોરાસીના ટળિયા
તમે દેવોના દેવ મારે એવી તો ટેવ (૨)
જપું નામ તમારા..............કાળા ડગલા.

બાપુ સાદલ સ્વરૂપ કે'વાણા
તમે નીરધનિયાનાં છો નાણાં (૨)
ગુરુ ચરણોમાં આજ, "બોલે કલ્યાણદાસ"
ગુણ ગાયા તમારા.........

કાળા ડગલાવાળા, લીલા નેજાવાળા
સેવાદાસ બાપુને વંદન અમારા (૪)



## ગઝલ

(રાગ : વીરપુર જાવું મારે સતાધાર)

ધૂણી ધખાવી, જયોતું જગાવી.
સેવાદાસે બાપુએ ધજા ફરકાવી. (૨)

બાપુ પાંજોદથી પરબે આવ્યા
ફૂલક જેવા પરબ રચાવ્યા (૨)

જેનાં નામ પૂજાય જેથી દુઃખડાં રે જાય (૨)
તમે કરણી બતાવી....ધૂણી ધખાવી.

ગુરુ મળો તો આવા મળજો
જેને મળ્યા ઈ પાલવી પૂજને (૨)
જેનાં નામ અમર—જેની કાયા અમર (૨)
જેની અમૃત વાણી....ધૂણી ધખાવી.

ડાડો મેકરણ પરબે પધાર્યા
એણે ધૂણા ધરમના ધખાવ્યા (૨)
એણે ધૂણી ધખાવી ઇનો ત્રિશૂળધારી (૨)
એણે જાજમ બિછાવી....ધૂણી ધખાવી.

ઝોળી ઘોડા આકાશમાં ફરતા
આવું ડાડો મેકરણ નીરખતા
એણે ઝોળી ઉતારી એણે ઘોડો ઉતાર્યો (૨)
ત્યાં આવ્યા ગિરનારી....ધૂણી ધખાવી.

અમર કીર્તિ દેવંગી તમારી
જેણે સતની જોરીને સંભાળી (૨)
કરે હરિહરનો સાદ કહે "કલ્યાણદાસ" (૨)
જેણે દુનિયા ડોલાવી... ધૂણી ધખાવી.

ધૂણી ધખાવી જ્યોતું જગાવી
સેવાદાસ બાપુએ ધજા ફરકાવી (૨)

ફલક :— સ્વર્ગ



## ગઝલ

ફિલ્મ નિકાહ

(રાગ : દિલ કે અરમાન)

સારી દુનિયા યે તીનો મેં રમ–રમી–રમા જો હૈ ,,
રમ–રમી–રમા સે કોઈ સંત વીરલે બચ ગયે ,,....સારી
રમ કો પીને વાલેકો ગમ–ન આતે બાતોં સેં ,,
શરાબી યે કહતા હે કિ હમ તો રમ કે હો ગયે ,,....સારી
રમી–રમને વાલે ફભી જાતે હે જુવા ખેલન મેં ,,
ખેલેંગે જુવા તો માનો વો–જુવા કે હો ગયે ,,....સારી
સ્ત્રી રમા તે રૂપ જમાતે–દુનિયા કું નચાતી હૈ ,,
રૂપ રમા મેં જો ફસા વો–નર રમા કે હો ગયે ,,....સારી
ઉપરવાલે ઈન તીનોં કો હમ બદન સે દૂર રખો ,,
તુમ દયાલુ હો પ્રભુ 'કલ્યાન' પર દયા કરો ,,....સારી

શબ્દ

(૧) રમ–દારૂ

(૨) રમી–જુગાર

(૩) રમા–સ્ત્રીનું નામ

## ભજન

(રાગ : કપડાં રંગાવ્યા મેં તો)

દેવંગી પધાર્યા મારા
અવસર સુધાર્યા ને
દેખાડચો ધર્મને સાર
દેવંગી તારી દયારે તણો નહીં પાર (૨)

પાતાળની મારી ગંગા જમુનાના નીર લાગ્યા
એજી ગામના ગોબરથી ચોક પુરાય—દેવંગી

પાથરણા રે પાથર્યા વાલા જમીન આસમાનના (૨)
એજી પંચ મળી ભળીને પથરાય—દેવંગી

જતી સતી દોનું મળી મંડપ રચાયો (૨)
એજી એવો કરણીનો કળશ સ્થપાય—દેવંગી

ચાર ચાર જુગના જેમાં સાથિયા પુરાણા (૨)
એજી એવા પાટ ઉપર ઠાઠ મંડાયા—દેવંગી

કહે રે 'કલ્યાણદાસ' એક દિન રાતમાં વિકાસ (૨)
એજી તે દિ' અજીયારે બેઠી ન થાય—દેવંગી



## ભજન

(રાગ : કપડાં રંગાવ્યાં મેં તો)

દેવંગી ભજ્યા મેં તો દિલડા રંગાવ્યા ને
રૂદિયામાં રાખું દેવીદાસ

દેવંગી મારો અવસર એળે નવ જાય (૨)
નામ તમારું દેવંગી છે (અવિનાશી) (૨)

એજી જેને સમરેથી દુઃખડાં દૂર થાય—દેવંગી
(ફુલડ)ની વાટે જાવું ગુણલા તમારા ગાવું (૨)

એજી અમને કરજો સહારો મારા નાથ—દેવંગી
તારા રે નામનો વાલા કરું રે દિવાનો (૨)

એજી–તારા ચરણે વિઘન ટળી જાય—દેવંગી.
દાસ સે 'કલ્યાણદાસ'ને ગુરુ કિશનદાસ

એજી મારે હૈયે હરખ ન માય
દેવંગી ભજ્યા મેં તો દિલડા રંગાયા.

卐

## ભજન

(રાગ : કપડાં રંગાવ્યા ને તો)

દેવંગી પધાર્યા મારા
અવસર સુધાર્યા ને
દેખાડચો ધર્મને સાર
દેવંગી તારી દયારે તણો નહીં પાર (૨)

પાતાળની મારી ગંગા જમુનાના નીર લાગ્યા
એજી ગાયના ગોબરથી ચોક પુરાય—દેવંગી

પાથરણા રે પાથર્યા વાલા જમીન આસમાનના (૨)
એજી પંચ મળી ભળીને પથરાય—દેવંગી

જતી સતી દોનું મળી મંડપ રચાયો (૨)
એજી એવો કરણીનો કળશ સ્થપાય—દેવંગી

ચાર ચાર જુગના જેમાં સાથિયા પુરાણા (૨)
એજી એવા પાટ ઉપર ઠાઠ મંડાયા—દેવંગી

કહે રે 'કલ્યાણદાસ' એક દિન રાતમાં વિકાસ (૨)
એજી તે દિ' અજીયારે બેડી ન થાય—દેવંગી



## ભજન

(રાગ : કપડાં રંગાવ્યાં મેં તો)

દેવંગી ભજ્યા મેં તો દિલડા રંગાવ્યા ને
રૂદિયામાં રાખું દેવીદાસ

દેવંગી મારો અવસર એળે નવ જાય (૨)
નામ તમારું દેવંગી છે (અવિનાશી) (૨)

એજી જેને સમરેથી દુઃખડાં દૂર થાય—દેવંગી
(ફૂલક)ની વાટે જાવું ગુણલા તમારા ગાવું (૨)

એજી અમને કરજો સહારો મારા નાથ—દેવંગી
તારા રે નામનો વાલા કરું રે દિવાનો (૨)

એજી–તારા ચરણે વિઘન ટળી જાય—દેવંગી.
દાસ સે 'કલ્યાણદાસ'ને ગુરુ કિશનદાસ

એજી મારે હૈયે હરખ ન માય
દેવંગી ભજ્યા મેં તો દિલડા રંગાયા.

卐

## ભજન

(રાગ : કપડાં રંગાવ્યા મેં તો)

દેવંગી પધાર્યા મારા
અવસર સુધાર્યા ને
દેખાડયો ધર્મને સાર
દેવંગી તારી દયારે તણો નહીં પાર (૨)

પાતાળની મારી ગંગા જમુનાનાં નીર લાગ્યા
એજી ગામના ગોબરથી ચોક પુરાય—દેવંગી

પાથરણા રે પાથર્યા વાલા જમીન આસમાનના (૨)
એજી પંચ મળી ભળીને પથરાય—દેવંગી

જતી સતી દોનું મળી મંડપ રચાયો (૨)
એજી એવો કરણીનો કળશ સ્થપાય—દેવંગી

ચાર ચાર જુગના જેમાં સાથિયા પુરાણા (૨)
એજી એવા પાટ ઉપર ઠાઠ મંડાયા—દેવંગી

કહે રે 'કલ્યાણદાસ' એક દિન રાતમાં વિકાસ (૨)
એજી તે દિ' અજીયારે બેઠી ન થાય—દેવંગી



## ભજન

(રાગ : કપડાં રંગાવ્યાં મેં તો)

દેવંગી ભજ્યા મેં તો દિલડા રંગાવ્યા ને
રૂદિયામાં રાખું દેવીદાસ

દેવંગી મારો અવસર એળે નવ જાય (૨)
નામ તમારું દેવંગી છે (અવિનાશી) (૨)

એજી જેને સમરેથી દુઃખડાં દૂર થાય—દેવંગી
(ફ્લક)ની વાટે જાવું ગુણલા તમારા ગાવું (૨)

એજી અમને કરજો સહારો મારા નાથ—દેવંગી
તારા રે નામનો વાલા કરું રે દિવાનો (૨)

એજી-તારા ચરણે વિઘન ટળી જાય—દેવંગી.
દાસ સે 'કલ્યાણદાસ'ને ગુરુ કિશનદાસ

એજી મારે હૈયે હરખ ન માય
દેવંગી ભજ્યા મેં તો દિલડા રંગાયા.

卐

## ભજન

(રાગ : કપડાં રંગાવ્યા મેં તો)

દેવંગી પધાર્યા મારા
અવસર સુધાર્યા ને
દેખાડ્યો ધર્મને સાર
દેવંગી તારી દયારે તણો નહીં પાર (૨)

પાતાળની મારી ગંગા જમુનાના નીર લાગ્યા
એજી ગામના ગોબરથી ચોક પુરાય—દેવંગી

પાથરણા રે પાથર્યા વાલા જમીન આસમાનના (૨)
એજી પંચ મળી ભળીને પથરાય—દેવંગી

જતી સતી દોનું મળી મંડપ રચાયો (૨)
એજી એવો કરણીનો કળશ સ્થપાય—દેવંગી

ચાર ચાર જુગના જેમાં સાથિયા પુરાણા (૨)
એજી એવા પાટ ઉપર ઠાઠ મંડાયા—દેવંગી

કહે રે 'કલ્યાણદાસ' એક દિન રાતમાં વિકાસ (૨)
એજી તે દિ' અજીયારે એહી ન થાય—દેવંગી



## ભજન

(રાગ : કપડાં રંગાવ્યાં મેં તો)

દેવંગી ભજ્યા મેં તો દિલડા રંગાવ્યા ને
રૂદિયામાં રાખું દેવીદાસ

દેવંગી મારો અવસર એળે નવ જાય (૨)
નામ તમારું દેવંગી છે (અવિનાશી) (૨)

એજી જેને સમરેથી દુ:ખડાં દૂર થાય—દેવંગી
(ફલક)ની વાટે જાવું ગુણલા તમારા ગાવું (૨)

એજી અમને કરજો સહારો મારા નાથ—દેવંગી
તારા રે નામનો વાલા કરું રે દિવાનો (૨)

એજી–તારા ચરણે વિઘન ટળી જાય—દેવંગી.
દાસ સે 'કલ્યાણદાસ'ને ગુરુ કિશનદાસ

એજી મારે હૈયે હરખ ન માય
દેવંગી ભજ્યા મેં તો દિલડા રંગાયા.

卐

## ભજન

(રાગ : નિયમની નોબત વાગી)

ધરમના ધણીનું હું નામજ પૂછું
કેવાણા સરજનહાર
ધરમ ધરા તમે દીપાવી... ધરમધરા.

એવા પરબે રે ધણી તમે પ્રગટ્યા
તમે રોગીના રોગ મટાડ્યા....ધરમધરા.

હરિજન આવે તારે દેવળે
દુઃખિયાના દુઃખ તમે ટાળ્યા....ધરમધરા

અંધ આવે છે તારે " દેવળે
અંધને નૈના અપાવી....ધરમધરા.

અપંગ આવે તારે દેવળે
તમે એને પાહોલિયા અપાવ્યા....ધરમધરા.

વાંઝિયા આવે છે તારે દેવળે
તમે એને પારણિયા બંધાવ્યા....ધરમધરા.

આવા ધણી દાસ કલ્યાણને મળિયા
તમે સોરઠ ધરણી દીપાવી....ધરમધરા

## ભજન

(રાગ : નિયમની નોબત વાગી)

પરબના પીર તમને વીનવું
મારી બૂડતી બેડીને તમે તારો
પરબવાળા વેલા પધારો....પરબવાળા

હું રે અજ્ઞાની એક જીવડો
અજીવડાને લેજો તમે તારી....પરબવાળા

સોરઠ ધરામાં પીરજી તમે રે પ્રગટયા
હું તો આવ્યો છું ચરણે તમારે....પરબવાળા

અલખ અવતારી પીરજી તમે કે'વાણા
લાખો ના પાલનહાર....પરબવાળા

અજરા અમર નામ તમારાં
મારો ભવ ભવનો ભાર ઉતારો....પરબવાળા

મહા ધરમ પીરજી તમે નીપજાવ્યો
એવી ધરમની ધજા ફરકાવી....પરબવાળા

જોળ જપટ ને મેલી વિદ્યાને
ભૂત પ્રેતને મારે લાતું....પરબવાળા

ગુરુ પ્રતાપે દાસ "કલ્યાણ" બોલે
અમને ગુરુ મળ્યા છે સતવાદી....પરબવાળા

---

## ભજન

(રાગ : નિયમની નોબત વાગી)

સદ્‌ગુરુ શ્યામ તમને વિનવું
તમે ઘટો ઘટના છો વાસી
ગુરુજી મારા આતમ જ્ઞાની....સદ્‌ગુરુ.

ગુરુ ગંગાને ગુરુ ગોમતી
મારા ગુરુ અલખ અવતારી....ગુરુજી મારા.

ગુરુ દીવો વોને ગુરુ દેવતા
ગુરુ જલહલ જ્યોતિ પ્રગટાવી....ગુરુજી મારા.

ગુરુ હ્રદય મધ્ય બિરાજ્યા
ત્યાં જલહલ જ્યોતિ પ્રગટાવી....ગુરુજી મારા.

ગુરુજી મારા ચંદ્ર સ્વરૂપી
જાણે પૂનમની રેન લ્યો માણી....ગુરુજી મારા.

ગુરુ કરો તો ભાઈ આવા રે કરજો
દાસ "કલ્યાણ" મન મોજું માણી....ગુરુજી મારા.

## ભજન

(રાગ : નિયમની નોબત વાગી)

મહા ધરમ ગુરુ અમને બતાવ્યો
તમે સંત કે'વાણા નીરવાણી
ગુરુજી બોલે સંતોની વાણી

નમિયા ઈ નર મારા વાલાને ગમિયા
ઈ તો કે'વાણા સૌ નીરવાણી....ગુરુજી બોલે
પાંડવ નમિયા માતા કુંતાજી નમિયા
નમિયા દ્રૌપદી રાણી....ગુરુજી બોલે
એવા સતવાદી રાજા હરિચંદ્ર નમિયા
નમિયા તારાસતી સતી....ગુરુજી બોલે
બહુ બળિયા બળી રાજા રે નમિયા
નમિયા વીંજા વલી રાણી....ગુરુજી બોલે
પ્રહ્લાદ રાજા મહા ધર્મને નમિયા
નમિયા રે રત્નાવલી રાણી....ગુરુજી બોલે
નુગરા રે નર આમાં કાંઈના સમજે
સુગરા નર લેજો વિચારી....ગુરુજી બોલે
ગુરુ પ્રતાપે દાસ "કલ્યાણ" બોલે
સમજ્યા સોયે માં મોજુ માણી....ગુરુજી બોલે

## ભજન

પરબના બાદશા ગરીબના બેલી
માનવ સેવામાં એણે કાયા દીધી મેલી રામ–પરબના.

ગિરનારી દત્તજી પરબે પધાર્યા
માનવ સેવાના એણે કામ સ્વીકાર્યા
ડૂબતી દુનિયાને એણે પલમાં લીધી તારી રામ

પરબના બાદશા ગરીબના બેલી
ધન જોબનમાં એ છોડયાં રે પલમાં,
સતનો સંદેશ દેવા આવ્યા અમરમાં–પરબના.

રિદ્ધિ સિદ્ધિ મા અંબા બેલીરામ
પરબના બાદશા ગરીબના બેલી

મંદિર માળિયા ને અજબ ઝરૂખે.
લીલાને પીળા નિશાન ફરુકે ઝરૂખે.
લીલી ધજાને પાકા રંગથી રંગેલી રામ.
પરબના બાદશા ગરીબના બેલી.

સદ્‌ગુરુ મળિયા સંશય ટળિયા
દાસ "કલ્યાણ" કહે ક્લેશ રે ટળિયા
દેવંગીના નામની લાગી હૈયે હેલીરામ
પરબના બાદશા ગરીબના બેલી.

卐

## ભજનં

પરબના પીર મારે રૂદીયે રેજો
રૂદીયે રેજો અમને ચરણુમાં લેજો....પરબના.
જનમ જનમ નો હું દુખિયારો ,,
કોઈ જન્મે ના આવ્યો આરો ,,
આરે ભવમાં તમે તારી લેજો....પરબના.
સંસાર સાગર લાગ્યો ખારો ,,
ભવસાગરથી પાર ઉતારો ,,
આ કાયા રે બેડલીને તારી લેજો....પરબના.
સત સેવા સત ભગતી દેજો ,,
સંકટ સમયે પીર હાજર રેજો ,,
ભીડ પડે ત્યારે ભેળા રેજો....પરબના.
નજરે લીલો નેજો નિહાળું ,,
પલ પલ સમરું નામ તમારું ,,
આ સમરણની મને શક્તિ દેજો....પરબના.
પરબવાળા અલખ અવતારી ,,
કલિયુગ આવ્યો લેજો ઉગારી ,,
તમારા ને તમે તમારી લેજો....પરબના.
અરજી "કલ્યાણની" ઉરમાં લેજો ,,
નીત પ્રભાતે દર્શન દેજો લેજો ,,
સેવકને સંભાળી લેજો....પરબના.

## ભજન

(રાગ : આરતી રે ટાણે વેલા આવજો)

હે મારે દર્શન કરવા છે દેવીદાસ ॥
હે મનખો મારો સફળ કરો મારા નાથ રે.
પીર પરમવાળા.... .... .... ....હે મારે.

સેવામાં રાખોને અમને સાયબા ॥
કરજો–કરજો સેવકનું જતન રે....પીર પરમ.

દેવળવાળા તમે દયા કરો,
તોડો તોડો મારા દલડાં કેરી ભ્રાંત રે... પીર પરમ.

બૂડવા રે લાગી છે કાયા બેડલી ॥
તારો તારો સત્ ગુરુ તારણ હાર રે....પીર પરમ.

કળજુગ કપરો આવ્યો છે દોયલો ॥
લાજ અમારી કેમ રે'શે મારા નાથ રે....પીર પરમ.

આ બાળની લાજ તમે રાખજો ॥
ભગવે મારે દાગ ન લાગે કાળો રે....પીર પરમ.

આ દાસ 'કલ્યાણ'ની છે વિનંતી
લળી લળી લાગું તમને પાય રે....પીર પરમ.



## ગઝલ

(રાગ : ફિલ્મ નાગીન-મન ડોલે રે)

દેવીદાસ કહો યા—ગુરુદત્ત કહો યા
કહો તુમ ગિરનારી
તીનોં અલખ પુરુષ અવિનાશી........(૨)

અજર-અમર-હે નામ તુમારા તુમહી તારણહારા (૨)
(એલાદો)ના બેલીદાતા તુમ હી પાલનહારા
દાતા તુમહી પાલનહારા.

(એકરામ) કરો—અમ દાસન પર
તેરી લીલા અપરમ ભારી........તીનો અલખ

અનાથોના નાથ બેલી અગમ પંથ તુમારા (૨)
જાવું ફલકમાં (આલંબ) કરજો કાંગુના રખવાલા
દાતા કાંગુના રખવાલા

તેરે ચરન નમું-તુજ નામ જપું (૨)
તેરે ચરનોકી બલિહારી........તીનોં અલખ

ભવન ચતુર દશ નામ તુમારા નરનારી સબ ગાવે (૨)
ચારોં વેદ તુમારે ચરનમેં તુમરો મહિમા ગાવે
દાતા તુમરો મહિમા ગાવે

ગગન મંડલ બીચ—વાસ તુમારા (૨)
તુમહો ત્રિશૂલધારી....તીનોં અલખ.

ઘટ ઘટ મેં હે વાસ–તુમારા તુમ હો સરજનહારા (૨)
'કલ્યાણદાસ' (તરંગ) મચાવે તુમ જોલી ભરનારા
દાતા તુમ જોલી ભરનારા

મેરી જોલી ભરો—ભવ પાર કરો (૨)
ફિર લેના ચરન તુમારે........તીનોં અલખ

---

## ગઝલ

(યાદ આવે છે)

ગુરુજી પ્રાણથી પ્યારા અમોને યાદ આવે છે.
પરબના સંત સેવાદાસ બાપુ યાદ આવે છે.

જીવન ત્યાગીને તમારા-ગરીબને સાથ દેનારા
સદા સુખદુ:ખના પૂછનારા અમોને યાદ આવે છે.

નહાવે જ્ઞાનની ધારા–હૃદયમાં આપ છો પ્યારા
સદા શાંતિના દેનારા અમોને યાદ આવે છે–પરબના....

તમે છો અલખ અવતારી–રચી રચના તમે ભારી
અમર છે નામના તમારી–અમોને યાદ આવે છે–પરબના....

કલ્યાણનું કહેવું એવું છે જ્ઞાનગંગામાં નાવું છે
ફરી નીત જ્ઞાનની ધારા અમોને યાદ આવે છે–પરબના....

## ગઝલ

(રાગ : ફિલ્મ નાગીન-મન ડોલે રે)

મૈયા અબ તો પધારો....મેરા કાજ સુધારો
મેં આયા તુમારા દ્વાર
મોહે દર્શન દ્યોની અમર મૈયા.

અધમ ઉધ્ધારણ હે જગ જનની આહીર કુળમેં જનમી (૨)
દુખિયાની તુમ દુઃખ હરનારી મા તુમ હો જગતની
મૈયા મા તુ હે જગતની.

તેરી માય અતિ....ના ચાલે મતિ
તેરે દાસનકા મૈં દાસ....મોરે દર્શન.

ભગતજનોની તુમ રખવાલી ભગતજનો મનભાવી (૨)
સબ ભકતન સેવકજન મિલકે તેરે હી ગુનગાઈ
મૈયા તેરે હી ગુનગાઇ.

હરદા કમલ બીચ .... .... વાસ તુમારા
પકડલો મોરી .... મૈયા .... મોહે દર્શન.

ગંગા જમના પાની ભરાવે સિદ્ધિ રસોઇ કરાવે (૨)
કુબેરે ધન ચરનો મેં આપે લક્ષ્મી (કર) મિલ જાવે
મૈયા લક્ષ્મી (કર) મિલ જાવે.

તેરે ચરનોમેં....ગુન ગાન કરું
તેરે નામ પે-સબ કુરબાન....મોહે દર્શન.

તેરે દ્વાર પે મૈં આયા હૂં—તેરે ચરન સુખ પાઉં (૨)
સેવા કરકે તુજકો રિઝાવું ચરનમેં શીશ ઝુકાવું
મૈયા ચરનમેં શીશ ઝુકાવું.

મોરી રક્ષા કરો—ભવ પાર કરો.
મઝધાર મોરી નૈયા.... મોહે દર્શન.

શક્તિ સ્વરૂપી તુમ હો મૈયા—તેરે ચરન સુખ આવે (૨)
મા તુજે વંદન દોય કર જોડી—દાસ "કલ્યાણ" ગુણ ગાવે
મૈયા-દાસ કલ્યાણ ગુણ ગાવે.

તું મેરી મૈયા—મૈં તેરા છૈયા (૨)
મા તુમ હો તારણ હારી.... મોહે દર્શન.

---

## ગઝલ

(યાદ આવે છે)

પરખે જ્યોત પ્રગટાવી ધરમની ધજા ફરકાવી ॥
આવા સંતને મહંત અમોને યાદ આવે છે.
રીબાતા ને બચાવ્યાતા-બળતાને ઠરાવ્યાતા ॥
મરતા માનવ તારનારા—અમોને યાદ આવે છે.
રડતાને હસાવે છે—એકલના બેલી થાવે છે ॥
તકદીરમાં તેજ પુરનાર—અમોને યાદ આવે છે.
સેવકને શાંતિ દેનારા—સદા એકાતે રહેનારા ॥
પ્રભુદાસને તો કરે ન્યારા અમોને યાદ આવે છે.
ગઝલ "કલ્યાણ" લખનારા કરો અમૃતની ધારા ॥
જ્ઞાન ગંગામાં રહેનારા અમોને યાદ આવે છે.

## ભજન

પરબના પીરના પરચા મેં ભાળ્યા
અલખના આંગણિયામાં નાથને નિહારિયા રે
હો ભાચુ મેં તો....પરબના....
વાંઝિયા ને ઘરે પીરે પારણા બંધાવ્યા ,,
દુઃખી દુનિયાના પીરે દુઃખડાં રે ટાળ્યા ,,
રક્તપિતિયાને લીધા છે ઉરમાં ,,
મરતા માનવને બચાવ્યા રે
હો ભાચું મેં તો — — — પરબના....
કાંધે ઝોરી ધરી માનવ સેવા કરી....
સતનો સંદેશ દેવા આવ્યા રે ગિરનારી ,,
જ્યોત રે જગાવી જંગલમાં અલખ જગાવી ,,
આપ્યો રે દુખિયાને સહારો રે
હો ભાચુ મૈં તો — — — પરબના....
દેશ વિદેશથી માનતાચુ આવે તારી ,,
શ્રદ્ધાને સથવારે સમરું અલખ ધણી ,,
રોતા માનવને હસતા વળાવ્યા રે
સતનો કરી પડકારો હો
હો ભાચુ મૈં તો — — — પરબના....
હાથમાં છે ચીપિયો ને કાંધે છે ઝોરી
લોખંડની એડી બાળકની તોડી ,,
દાસ રે "કલ્યાણ" કહે ગુરુ પ્રતાપે ,,
કરજો ઉદ્ધાર પીર અમારો રે
હો ભાચુ મેં તો — — પીરના....પરબના....

## ગઝલ

(રાગ : તેરે પ્યારકા આશરા ચાહતા હૂં)

ગુરુકે ચરન મેં લીપટતે રહેંગે.
દેવંગી–દેવંગી–હમ પુકાર કરેંગે

ગુરુ કે ચરનમેં હૈ એસો અંજન.
યહી અંજન સે નૈના મંજાયા કરેંગે....ગુરુ

ગુરુ જો મિલા તો સબકુછ મિલ ગયા
ઔર કિસીકી ના આશ કરેંગે....ગુરુ

અખંડ જ્યોત મેરે ગુરુને જલાઈથી.
યહી જ્યોતસે જ્યોત જલાયા કરેંગે....ગુરુ

આદિ અનાદિ કા ધર્મ સનાતન.
યહી ધર્મકો હમ નિભાયા કરેંગે....ગુરુ

પરબત્ સ્વર્ગ હૈ ધામ હમારા.
યહી ધામ મેં હમ ગુજારા કરેંગે....ગુરુ

દાસ "કલ્યાણ" ગુરુ પાયા કિશનદાસ.
ગુરુકા વચન હમ નિભાયા કરેંગે....ગુરુ



## ભજન

(રાગ : પાયોજી મેંને રામરતન ધન પાયો)

દેવંગી મોરી નૈયા પાર ઉતારો ॥
ભવસાગરમાં નીર ઉમટિયા ॥
સામે પાર ઉતારો....દેવંગી મોરી.

સ્વાર્થ કા કુટુંબ કબીલા સ્વાર્થમેં જગસારો ॥
તુજકો રખું હૃદયમેં પ્યારા ॥
તુમ બીન કૌન સંહારો....દેવંગી મોરી.

સંસાર હે રેનોંકા સ્વપ્ના ભવ સાગરકો નીરખારો ॥
તેરે નામકી નૌકા બનાઈ ॥
કરદો મુજે સહારો....દેવંગી મોરી.

ક્ષમા કરો પ્રભુ ભૂલ હમારી–મૈં તો ચરન રહેનારો ॥
હમારે અવગુણ લાખ હજારો ॥
મેં હું ભિખારી તુમારો....દેવંગી મોરી.

તુમ હી દાતા તુમ હી દયાળુ તુમ હી સરજનહારો ॥
તુમ હી મેરી રક્ષા કરત હે ॥
'કલ્યાણ' હૈ દાસ તમ્હારો....દેવંગી મોરી.



## ભજન

(રાગ : કછુ દેના ન લેના મગ્ન રહેના)

કછુ સહેના ના કહેનાં મસ્ત રહેના ॥
બારબાર અવસર યે નહીં મિલના

મનુષ્ય દેહ મિલના અતિ દુર્લભ ॥
સોચ સમજકર આગે બઢના....કછુ

નિંદક તેરી નિંદા કરેગા ॥
ચેહી નિંદકકુ આગે રખના....કછુ

કોઈ નાદાન કહત કોઈ હરામ કહત ॥
યે કહેનેવાલેકુ સીતારામ કહેના....કછુ

યે કલિયુગ કા કાલા જમાના ॥
હીરદે મેં ગુરુકા નામ રટના....કછુ

ગુરુ સે બડા નહીં કોઈ જગતમેં ॥
ઔર કિસીકી ન આશ કરના....કછુ

દાસ 'કલ્યાણ' ગુરુ પાયા 'કીશનદાસ'
ગુરુ ચરનોં મેં હમકો સદા-સદાઈ રહના....કછુ

卐—卐

## ભજન

(રાગ : આશાવરી–ભાઈ તું ભજી લે ને કિરતાર

ભજન કરી લે ભવતું તરી લે
ગાઈ લે પીરોનું ગાણું
પરણવાળો નીરધનિયાનું નાણું....ભજન

પાખંડીને પૂજતા તારા
ઘટમાં થયું અંધારું
સમરણ કરી લે દેવગીનું
સુધરશે આ તારું ટાણું....ભજન

ભવ તારણ સદ્‌ગુરુ ને ખીરખલે
તારું મટી જશે ઘોર અંધારું
આ અવસરમાં ભૂલી ગયા તો
ફેર ન આવે ટાણું....પરણવાળો

હાલ્યો જાશે હંસો રાજા તે દિન
પીંજર પાસે નકામું
દાસ "કલ્યાણ" કહે દેખલે મનાજી
તારું વયું જાસે આ વાણું....પરણવાળો

卐

## ભજન

(રાગ : આશાવરી)

તમ ચરનોમાં લેજો અમને
સમજણની ચોટ દેજો
દેવંગી અમને તમ ચરનોમાં લેજો

કુબુદ્ધિ અમારી હરજો દાતા
સત બુદ્ધિ અમને દેજો
ભવસાગરમાં નીર અપાર છે
મારી નાવડી તારી લેજો....દેવંગી

લાગી લગની યા તારા નામની
સનમુખ અમને રેજો
સદ્‌ગુરુ દાતા તમે અમારા
ફેરકે તમારો નેજો....દેવંગી

આ કાયાનો અમને નથી રે ભરોસો
ભવ સાગર તારી દેજો
અતિ રંક મૈં દાસ તુમારો
આ રંકને ચરણે લેજો....દેવંગી

અલખ ધણી મેરા સરજનહારા
હરદમ હૈયે રેજો
દાસ "કલ્યાણ" છે દાસ તમારો
એને હૈયે ધરપત દેજો....દેવંગી

## ભજન

ફિલ્મ : પાતળી પરમાર

(રાગ : માળી હું તો બાર બાર વરસે આવ્યો

એવા સોરઠના સંતો રે તમને વીનવું રે
આવ્યા કલિયુગના રાજ નકારા રે–મારા
સંતો ભાઈ
કઠણ કલિયુગમાંથી તારજો

એવા સંત રે સેવાદાસ બાપુને વીનવું રે
તમને લળી લળી લાગું હું તો પાય રે ચરણુમાં....સોરઠના
એવી સુનીરે મેડીને સુની એનું મોલાતું
એવી સુની છે કાંઈ આંબલીની વનરાઈ રે
પરબમાં....સોરઠના

એવા સુના રે મંદિર ને સુના એના માળિયા
એવા સુના છે કાંઈ સેવક જનના ગામ રે....સોરઠના
એવા હું કેરે હલ્યાને ધરમ માળિયા
એવા આશરા ધરમ દીપાવ્યા રે સોરઠના....સોરઠના
એવા સતને મારગ બાપા તમે હાલિયા રે
આજ લેજો અમોને ઉગારીને ગુરુજી મારા....સોરઠના
એવા ગુરુના પ્રતાપે "કલ્યાણ" બોલિયા રે
તમ ચરણુ કમલ પર વારી જાઉં રે
મારા....સોરઠના

## ૭૮

## ભજન

ફિલ્મ : પાતળી પરમાર

(રાગ : માળી હું તો બાર બાર વરસે આવ્યો)

માડી તારે ચરણે આવીને આટલું વિનવું રે
માડી તું દેવી તણો અવતાર રે અમરમાં
દાસ રે પણાની લજવા તમે રાખજો.
માડી હું તો દાસનો રે દાસ થઈને આવિયો—દાસ રે

માડી તારા દર્શન કર્યાની ઘણી હાસરે અમરમાં,
માડી તારે ચરણે ગંગાને જમના ગોમતી રે,
માડી તારા ચરણોમાં ચારે ધામ રે અમરમાં....દાસ રે

માડી આ કલિયુગ આવ્યો છે નઠારો રે.
માડી આમ કેમ કરી ઊતરીએ ભવપાર રે અમરમાં....દાસ રે

માડી હું તો માત તાત છોડી ચરણે આવિયો રે.
માડી તારે લલાટે લખ્યો ભગવો ભેખ રે અમરમાં....દાસ રે

માડી આ દાસ રે "કલ્યાણ"ની છે આરજુ
માડી આમાં દાસ રે પણાની લજ્યા ન જાય રે
અમરમાં–દાસ રે પણાની લજ્યા રાખજો રે.

## ભજન

(રાગ : રામદે પરણાવે તમે પરણો)

પરગટ પરચાવાળા પરણવાળા પીરજી ॥
જગમાં તમારો જશ ગાઉં મોરા પીરજી ॥ પરગટ
લોખંડની બેડીએ બાળક બંધાણા ॥
ગાઢ જંગલમાં આ પરચો રે દીધો ॥
મરતા બાળકને બચાવ્યા મોરા પીરજી ॥ પરગટ
ધોરાજી. મા તમે ધુન મચાવી ॥
સૂતેલી કબરું બોલાવી મોરા પીરજી ॥ પરગટ
વડાલ કરશનને જાહેર પરચો ॥
મરદાને સજીવન કીધા મોરા પીરજી ॥ પરગટ
કોઢિયાના પીરે કોઢ મટાડિયા ॥
ગાંડાને ગોદમાં લીધા મારા પીરજી ॥ પરગટ
વાંઝિયાને ઘેર પીરે પારણા બંધાવ્યા ॥
ભવ-ભવના મેણા તમે ભાંગ્યા મોરા પીરજી ॥ પરગટ
સદ્ગુરુ ચરણે ભણે "કલ્યાણદાસ" ॥
જુગો જુગ ચરણે લેજો મોરા પીરજી ॥ પરગટ



## ભજન

(રાગ : રામદે પરણાવે)

આરે કલિયુગમાં સત સેવા કરી લ્યો ॥
તો દેવંગી ભવ તારે તમે તરજો મારા ભાયલા ॥

પરગટ પીરાણું પરખે નજરે નિહાળું ॥
નજરૂના બાણ તમે મારો મારા ભાયલા ॥
તો દેવંગી ભવ તારે....

પરખના પીરની નોબત વાગે ॥
સુરતે ને સુરતે તમે સુણજો મારા ભાયલા ॥
તો દેવંગી ભવતારે....

ગરીબના બેલી પીરજી સંતના ઝવેરી ॥
સાચા સંતોને ચરણે રેજો મારા ભાયલા ॥
તો દેવંગી ભવ તારે....

નવ–નવ નાથને સિદ્ધ ચોરાસી ॥
અલખના બેસણા કૈવાઈ મારા ભાયલા ॥
તો દેવગી ભવ તારે....

કલ્યાણ કહે ગુરુ મળ્યા કરશનદાસ ॥
ગુરુ ચરણ મોજું હું તો માણું મારા ભાયલા ॥
તો દેવંગી ભવતારે....

卐

## ભજન

(રાગ : રામદે પરણાવે)

દર્શન દેવા આવો પરબે નકલંક દેવીદાસજી ॥
દર્શન દેવા આવો હવે સતયુગ સ્થપાવો .... દર્શન

આરે કલિયુગને તમે ખણે સહારો ॥
સતયુગની ધજા ફરકાવો મારા નાથજી .... દર્શન

કુળ-કપટ કલિયુગમાં વધ્યા છે ॥
સાચાની વારે તમે આવો મારા નાથજી .... દર્શન

દેર ન કરો દાતા સનમુખ પધારો ॥
સામૈયા તમારા કરાવું મારા નાથજી .... દર્શન

વંથલી ગામે તમેં વિવાહ રચાવો ॥
પરબે મીંઢોળ તમે છોડો મારા નાથજી .... દર્શન

પરણ ધામમાં આસન બિછાવો ॥
અલખને આંગણે પધારો મારા નાથજી .... દર્શન

દાસ 'કલ્યાણ' કહે સદ્ગુરુ ચરણે ॥
અરજું અમારી સ્વીકારો મારા નાથજી .... દર્શન



## ભજન

(રાગ : રામદે પરણાવે)

ચૂંદડી રંગાવો કોઈ દેવંગીના દ્વારે ॥
પરબના પીર ભવપાર ઉતારે ॥ ચૂંદડી

સેવા રે બંદગીથી ચૂંદડી રંગાવો ॥
માનવ સેવાના રંગથી રંગાવો ॥ ચૂંદડી

સમરણ સાધનામાં ચૂંદડી રંગાવો ॥
સદ્‌ગુરુ ચરણે રંગાવો કાયા ચૂંદડી ॥ ચૂંદડી

ચૂંદડીનું બિબું કિરતાર ઘડનારો ॥
આરે બિબામા કિરતાર સમાણો ॥ ચૂંદડી

લીલી રંગાવે કોઈ કાલી રંગાવે ॥
આવી રે ચૂંદડીને આંચ નવ આવે ॥ ચૂંદડી

આરે ચૂંદડીની કાયા રૂપી રચના ॥
દાસરે 'કલ્યાણ' કાયા ચૂંદડી રંગાવે ॥ ચૂંદડી

卐

## ગઝલ

(રાગ : રામદે પરણાવે)

જટ-પટ-ઘટનો-ઘડનારો ઘડવૈયો કેવો છે
આ કિરતાર કામણગારો-કારીગર કેવો હશે....જટ
કેવો બનાવ્યો દેહ-કેવો પેરાવ્યો વેશ ,,
રંગે-રંગમાં-રંગાવ્યો ,, રંગનારો કેવો હશે....જટ
કોઇ રંગ્યો છે ગોરો ,, કોઈ રંગ્યો છે ધોરો ,,
કોઈનો રંગ કાળો ,, આ રંગનારો કેવો
હશે....જટ
પંચ તત્ત્વની કાયા ,, વળી એમાં રચી છે માયા ,,
અંદર એની છાયા ,, ઈ છાયા કેવી હશે....જટ
એક તત્ત્વના પાચા ,, પાંચના પચીસા ,,
આ ગુણવંત છે ગુણનારો ,, આ ગુણિયલ કેવો હશે....જટ
અવરા-સવરી નાળી ,, દેહને બાંધી તાણી ,,
એમાં હાલે છે પવનપાણી ,, હાંકનારો કેવો હશે....જટ
"કલ્યાણ"ને મન ખૂચ્યું ,, અનુભવીને પૂછયું ,,
મારે જોવા છે પરિબ્રહ્મ ,, આ બ્રહ્મા કેવા હશે....જટ

જટ-પટ-ઘટનો-ઘડનારો ઘડવૈયો કેવો છે
આ કિરતાર કામણગારો-કારીગર
કેવો હશે.

૮૪

## ગઝલ

ભગતોનો ભેરૂ ભગવંત કેવો હશે
અનેક રૂપે ફરનારો કેવો હશે ....ભગતો

નરસિંહ મહેતાનો કેદારો—સૂણીને આવનારો ।।
કુંવરબાઈના મામેરા—પૂરનારો કેવો હશે ....ભગતો

રાણાજીએ ઝેર દીધાં—મીરાંએ હાથ લીધાં ।।
મીરાના ઝેર પીધાં–આ પીનારો કેવો હશે ....ભગતો

શેઠ સગાળશા જાગ્યાં—જોગીયે માંસ માગ્યા ।।
ચેલૈયો ખંડાવ્યો–ખંડાવનારો કેવો હશે ....ભગતો

પ્રહ્‌લાદ રામ ભજતાં–એણે થંભ પકડ્યા ધગતા ।।
થંભમાં નૃસિંહ પ્રગટ્યા–આ નૃસિંહ કેવો હશે ....ભગતો

હોલાની ભારે માંસ–સીબી રાજાના કઢાવ્યા ।।
ઈ ત્રાજવે તોળાવ્યા–તોળાવનારો કેવો હશે ....ભગતો

આ ભગતોએ કરી ભગતી–એનો મળી છે સહનશક્તિ
કહે "કલ્યાણ" સહનશક્તિ દેનારો કેવો હશે ....ભગતો

## ગઝલ

સૃષ્ટિનો સરજનહારો—એ બ્રહ્મા કેવો હશે ॥
એકના ફલ અનેક—દેનારો કેવો હવે ॥ સૃષ્ટિ

કીડીને કણ દેનારો—હાથીને મણ દેનારો ॥
આ અનેક મનુષ્યનો—પાલનહારો કેવો હશે ॥ સૃષ્ટિ

સુખાઈ છે ક્યાં જાય છે—એ ક્યાંનો રેવાસી છે ॥
કોણ એને જોનારો—એનો ચહેરો કેવો હશે ॥ સૃષ્ટિ

દુનિયાનો સરજનહારો—છે ગરીબોનો બેલી ॥
આ સંતનો ઝવેરી—આ ઝવેરી કેવો હશે ॥ સૃષ્ટિ

લાખોને એણે તાર્યા—લાખો ને ઉગાર્યા ॥
લાખોનો પાલનહારો—દાતાર કેવો હશે ॥ સૃષ્ટિ

કોઈ કહે મસ્જિદમાં—કોઈ કહે મંદિરમાં ॥
કોઈ કહે આ દિલમાં દિલદાર કેવો હશે ॥ સૃષ્ટિ

કહે 'કલ્યાણ' હું ન જાણું ગુરુ ચરણે મોજ માણું ॥
કુદરતનું ગાઉં ગાણું—આ કુદરત કેવો હશે ॥ સૃષ્ટિ

## ગઝલ

પરખવાળા પીર બેડો પાર કરી દ્યો
યે પાર મોરી હૈ નૈયા, ઉસ પાર કરી દ્યો....પરખ
ઝોલી સભર ભરી છે. પીરે શીરે ધરી છે ॥
ખલકો છે મારો ખાલી, દાતાર ભરી દ્યો... પરખ
જલદ–ઝોલી તમારી અસર માથે સંભારી ॥
મૈં ચરણ પડ્યો તુમારી, ચરણે સ્વીકારી લ્યો....પરખ
તેરે દર્શનકી હૈ આશા દે દો મુઝે દિલાસા ॥
દિલદારકા મૈં પ્યાસા, દિલાવર કરી દ્યો....પરખ
યે દિલ હુવા દીવાના, તો ના કિસીને માના ॥
ના આના ના જાના, ભવપાર કરી દ્યો....પરખ
આશા પ્રભુ તુમારી કલ્યાણ કુ હૈ ભારી ॥
પરમેશ્વર લ્યો ઉગારી....ચોરાસી ટાળી દ્યો....પરખ

શબ્દ :– પરમેશ્વર = પરમાત્મા–ભગવાન.

## ગઝલ

ફરી ન આવે અવસર-આ અવસર ભૂલશો નહીં ॥
હરિ ભજવાનું ટાણું-તમે એ ટાણું ભૂલશો નહીં ॥
આ મનુષ્ય દેહ મળ્યો- પછી ક્યો મળે તે ન જાણું ॥
મનુષ્ય દેહ પામ્યા છો-તો હરિ ભજન ભૂલશો નહીં ॥
માને ઉદર બોલ્યો તો તે દિ' હરિએ તને છોડ્યો તો ॥
આ જોબન જાતું રેશે, કર્યા કરાર ભૂલશો નહીં ॥
સગા સંબંધીની હેલી-એ અંતે જાશે મેલી ॥
હરિ સમરણ તારી હાર હાલે-માયામાં ખૂંચશો નહીં ॥
હાથી ઘોડા માલ ખજાના, સંગે ના ચલનારા ॥
સંગ ચલે સતસંગ વચન-તો વચન કદી ભૂલશો નહીં ॥
નુગરા થઈ ન જીવો દુનિયામાં-સાચા ગુરુને તમે ધારી લ્યો ॥
કહે 'કલ્યાણ' નુગરા નરકે-તમે સ્વર્ગને ભૂલશો નહીં ॥

## ગઝલ

(રાગ : પ્રભાતી)

ધન બાવાજી ધન બાવાજી ॥

હે પરબવાળા મારા વડા ધણી....ધન બાવાજી.
કાળે ઉગલે કામણ કીધાં એકતારે એના મનશજી ॥
સરભંગ ધૂણા ચેતન કીધાં પાલેદના તમે પારસમણી
ધન બાવાજી ધન બાવાજી ॥ (૨)

પાલેદથી બાપા પરબે પધાર્યા ઓળખાવ્યા અલખધણી ॥
દેવંગીના દ્વારે પીર સાદલ સમા તમે અવતારી....
ધન બાવાજી ધન બાવાજી ॥ (૨)

મહા ધરમના મારગ દીપાવ્યા, જલહલ જ્યોતું પ્રગટાવી ॥
અનેક નરનારી વાર્યા ધરમે તમે સંત હું વાહો નીરવાણી
ધન બાવાજી ધન બાવાજી

ગામે ગામે ઝૂંપડી તમારી નીજીયા ધરમ નેજાધારી ॥
લીલા પીળા નિશાન ફરુકે દર્શનથી દુઃખ જાય ભાગી
ધન બાવાજી ધન બાવાજી ॥ (૨)

ફકીર પુરાને હુવા શૂરવીરા રોમે રોમ ફકીરી રે ॥
દાસ 'કલ્યાણ' પરબનો મુંડિયો ચરણે રાખ્યો બાળ જાણી ॥
ધન બાવાજી ધન બાવાજી

## ગઝલ

પરબવાળા પીરને તું યાદ કરી લે ।
માનવ સેવાની મસ્તીમાં ॥ લાવો તું લઈ લે

ક્ષણ ભંગુર. તારી કાયા ॥ છોડી દે એની માયા ॥
છોડી જા ગુરુચરણે ॥ ગુરુ ધ્યાન ધરી લે....પરબવાળા

માનવ જીવન લાવો ॥ ફરી ન આવે આવો ॥
ગુણલા ગુરુના ગાને ॥ ભવ પાર તરી લે....પરબવાળા

ગર્ભ વરસમાં પીડાતો ॥ ઊંધે શીરે લટકતો ॥
ત્યારે કરાર કરાતો ॥ તું યાદ કરલે....પરબવાળા

બંધનથી છોડાવ્યો ॥ કદી ન દ્વારે આવ્યો ॥
હજુ હાથમાં છે બાજી ॥ હરિ નામ ભજીલે....પરબવાળા

પછી દેહ થયો પુરાનો ॥ જમડા આવે છે જાણો ॥
પછી બહુ પસ્તાશો ॥ આ શું કર્યું અમે....પરબવાળા

આ કલિયુગનો દેકારો ॥ સદ્ગુરુ તારણહારો ॥
"કલ્યાણ" કર્મ તારો ॥ પરમાર્થ કરલે....પરબવાળા

---

## ગઝલ

દેવંગી તોરે દ્વાર પે યે દાસ આ રહા હે । ॥

દર્શન દ્યો દેવીદાસજી ॥ અબ પ્રાણ જા રહા હે....દેવંગી

કૃપા કરો કૃપાસિંધુ ॥ દાસો કા યે દાસ પર ॥

યે દાસકો સંભાલો ॥ દીવાના હો રહા હે...દેવંગી

તેરે નામકી ધુનમેં ॥ મેં આંસુ બહા રહા હૂં

રોતે રોતે અંખિયાં મોરી ॥ લાલ હો રહી હૈ !....દેવંગી

પીરોં કા પીર હૈ ॥ ઓલિયા દિગંબરી ॥

યે ભોલા ભાલા બાલકાં ॥ પુકાર રહા હૈ !....દેવંગી

તુમ હો દયાલૂ દાતા ॥ દેવંગી દયા કરો ॥

યે દુખિયારા જીવ તરે ॥ ચરન મેં પડા હૈ !....દેવંગી

યે 'કલ્યાણ' હે ભિખારી ॥ ચાકરને લ્યો સંભારી ॥

પરણે અલખ ઓલિયા ॥ મેરા ગુરુ કિશનદાસ હૈ !....દેવંગી

## ગઝલ

(રાગ : કૈસે આવું રે કનૈયા)

પરભના પીરની શોભે અસવારી
ચડે ઘોડલે સવારી ॥ ઘોડલે સવારી–ચડે ઘોડલે સવારી

તાન ઘોડલીએ પીરે કરી અસવારી ॥
સેવા રે બંદગીના તીર લીધા ધારી ॥ ચડે ઘોડલે સવારી

ઘોડલે ચડી પીરે કાલિંગાને માર્યો ॥
અલખના આંગણિયામાં શોભે અસવારી – ચડે ઘોડલે સવારી

મુંમાણ કુળમાં પીર સાંદલ અવતરિયો ॥
સાદલ પીર છે શેષ અવતારી – ચડે ઘોડલે સવારી

દેવળમાં દેવીદાસ બિરાજે ॥
બીજિયા ધરમ નેજા ધારી – ચડે ઘોડલે સવારી

જરિયલ જામા પીરનાં ગલક છે. ભારી ॥
અલખ ઓલિયા, આલમ અવતારી – ચડે ઘોડલે સવારી

ભૂખ્યા દુખિયાને પીરે ટુકડો રે આપ્યો ॥
રક્તપિત્તિયાના પીરે રોગ દીધા ટાળી – ચડે ઘોડલે સવારી

કલ્યાણને ગુરુ સમરથ મળ્યા ॥
પીરુને ચરણે જાઉં વારી વારી – ચડે ઘોડલે સવારી

## ગઝલ

(રાગ : બડી દૂર નગરી)

બાંસુરી બજૈયો કાના બાંસુરી બજૈયો ॥
બાંસુરી બ જા કે ॥ મેરે તનકો ભૂલૈયો....કાના

બીદ્રાવન મેં કાના ॥ બાંસુરી બજાઈ ॥
બાં સુ રી સુ ન તે ॥ શુદ્ધ બુદ્ધ બીસરૈયો....કાના

બાંસુરી બજાતે કાના ॥ ગૌવા ચરાતે ॥
ગોપ – ગોપીયન કે ॥ રાસ ર મૈ યો....કાના

આતે – જાતે કાના ॥ ગોકુલ મથુરામેં ॥
ગ લી એ – ગ લી એ ॥ ધુન મચૈયો ....કાના

યમુના કિનારે કાના ॥ જાવે ખેલનકુ ॥
કાલંદરી મેં ॥ કાલી નાગ નથૈયો....કાના

ઘર કે મખનિયા કાના ॥ તો હેત ભાવે ॥
ગોપીયો કા ગોરસ બહુત લુટૈયો ....કાના

અવગુણ લાખ મેરા ॥ સદ્‌ગુરુ ગુણિયલ ॥
દાસ "કલ્યાણ" તેરે દાસ કો હે છૈયો ....કાના



## ગઝલ

(રાગ : બડી દૂર નગરી)

બંસી લહજા કાના બંસી બજાઈ ॥

મુરલી કે નાંદ મેં ॥ સબ બીરસાઈ.......કાના
તેરી બંસી મેં કાના ॥ મધુર સ્વર ભરીઓ ॥
કાલી કુબજા કો ॥ બહુત નચાઈ.......કાના
બીસર ગઈ મેં ॥ સબ ઘર કાજ કો ॥
રોતે હુવે છૈયાં કો ॥ છોડ કર આઈ.......કાના
સો ને ગઈ તો કાના ॥ નીંદ નહીં આઈ ॥
બંસી કે સ્વર મેં ॥ રૈન ગુમાઈ.......કાના
કહી–દિન–રૈન મૈંને ॥ ઐસે બીતાઈ ॥
મુરલી કે સ્વર બીના ॥ ચૈન નહીં આઈ.......કાના
દાસ "કલ્યાણ" તેરે ॥ દર્શન કા પ્યાસા ॥
મૂર્તિ દેખે અરૂ ॥ મન મુસ્કુરાઈ.......કાના

## ગઝલ

(રાગ : ક્યિકેને ક્યા બતાયા હમકો)

આજ કહતા હૂં....સબ કો પુકારી ॥
પીર પરબે ભયા હૈ ગિરનારી ॥
એણે પરચા પૂર્યા છે બહુ ભારી ॥
સત્ય સેવાની હૂંડી સ્વીકારી ॥

પીર દાતાના દાતા કેં'વાણા તમે નીરધનિયાના છો નાણાં
સેવાં અલખ પુરુષ અવતારી....પીર પરબે
એવું લીધું છે ખપર પુરાનું છે જોગી જતિ કે શૂરાનું
એણે સત્યની ॥ ઝોરી સંભારી....પીર પરબે
જે નર નારી ગુણલા ગાતા એને દર્શનથી દુઃખ દૂર થાત
એવા દેવંગી ॥ પરઉપકારી....પીર પરં
તમે સેવકનાં કાજ સુધાર્યાં ॥ એવા મરતા માનવને ઉગા
એવા પીર પૂરા ॥ શૂરા નેજા ધારી....પીર પર
ગુરુ નામ તણી બલિહારી ॥ પૂરી દલડાની આશ અમ
કહે "કલ્યાણ" લેજો ઉગારી....પીર પ

## ભજન

એવી અરજી લખું છું મારા રામને
રામને રે મારા શ્યામને રે....એવી અરજી

માનવ સેવામાં માનવ કંઈ ન સમજે
આવા માનવને કરી લ્યો કબજે ॥
પકડી લ્યો એની લગામને રે....એવી અરજી

સત્ય સતસંગમાં કરી નવ જાવે
નાટક સિનેમાં મા મન રીઝાવે
સમજે નંઈ સાચા ધામને રે....એવી અરજી

સાચા સંતોનું કહ્યું નવ માને
માત-પિતાને બહુ સંતાપે
વળગી રહ્યા છે. ખોટા દામને રે....એવી અરજી

ફેશન વેશન મા દુનિયા ફસાણી
નુગરા રઈને કરે હોશિયારી
માને નંઈ સદ્‌ગુરુ નામને રે....એવી અરજી

દાસ "કલ્યાણુની" અરજી સ્વીકારજો
અરજી સુણીને રામ વેલા પધારજો
છોડું નઈ સદ્‌ગુરુ શ્યામને રે....એવી અરજી

# ભજન

(રાગ : કેદાર–દૂયો દર્શન ઘનશ્યામ)

દૂયો દર્શન દેવીદાસનાથ તેરે દ્વાર ખડા હૈ અનાથ....દૂયો
અનાથોનાં નાથ દેવંગી હો દિગંબર હો સરભંગી ॥
તુમરે ચરણ કા મૈં હૂં ભિખારી ॥ તુમ હો સરજનહાર....દૂયો
પલ પલ સુમરન નામ તુમારા ॥ તુમ હો ગરીબની
વારે જનારા ॥
તોરે દર્શન કા મૈં હૂં પ્યાસા ॥ દયા કરો પ્રભુ આજ....દૂયો
ક્ષણભંગુર યે કાયા હમારી ॥ અજર-અમર હૈ
નાથ તુમારી ॥
દેવળવાળા નેજા ધારી ॥ પહોંચા દો ભવપાર....દૂયો
હમ અજ્ઞાની હમ કયા જાને ॥ આપ હો ગુણિયલ
જ્ઞાન બતાવે ॥
તુમરે ચરન કી ચરન રજ લેકે ॥ મંજ કરો મોરી આંખ....દૂયો
માત – તાત – કુટુંબ પરિવાર ॥ છોડી દિયા હૈ
સબ સંસાર ॥
સબ કો છોડ તેરે ચરન પડા હૂં ॥ આપ મિલન કે કાજ....દૂયો
જગ દાતાર તુમ હી હો દાતા ॥ તુમરે દાસ કા
મૈ હૂં દાસા ॥
દાસ 'કલ્યાણ'કા ગુરુ કિશનદાસ ॥ તુમ દર્શન કે કાજ....દૂયો

શબ્દ : મંજ—મંજન—સાફ

# ભજન

આવી અરજી કરું છું દેવીદાસને રે
દેવીદાસને રે નકલંક નાથ ને રે....આવી અરજી

વિલંબ ન કરો નાથ વેલા પધારો
કલિયુગના કરમાંથી સાચાને તારો
ભાંગો ઈ કરના કમઠાને રે....આવી અરજી

આગમ વાણીના તમે બોલ સંભાળો
કલિયુગ ઉથાપી સત યુગ સ્થપાવો
તમે મિટાવો કલિયુગના નામ રે....આવી અરજી

આ રે જમાના આવ્યા છે ઝડપી
કૂળ કપટ ને ફૂલ્યા છે કપટી
તમે મારો કૂળ-કપટના નામને રે....આવી અરજી

કેર કરે છે કાળા કાલીંગા રે
દફનાવી દૂયો એને મરેલા કે જિંદા ॥
મારો ઈ જુલ્મી નરના નામને રે....એવી અરજી

વંથલીમાં તમે વિવાહ રચાવો ॥
મેઘલી કન્યાને પરણીને લાવો ॥
તમે મીંઢાળ છોડો પરબે ધામે રે....એવી અરજી

દાસ દે "કલ્યાણ" આ અરજી કરે છે
નકલંક પધારો મારી અરજી મને છે
અરજી સ્વીકારો અમ દાસની રે....એવી અરજી

## ભજન

(રાગ : પરબે પૂજાણી માને ચૂંદડી)

પરબે નગારાં પીરનાં વાગિયાં હો ભાઈ ॥
વાગે કાંઈ ગેબી નગારાંના સૂર....પરબે

ઝાલર ઝણકારે પીરજી જાગીઆ હો ભાઈ ॥
ભાગે છે કાંઈ પારકા પલાને ઝોળ ભૂત....પરબે

સંધ્યા ટાણે રે નકલંક આવિયો હો ભાઈ ॥
શોભે છે કાંઈ સંધ્યાનો શણગાર....પરબે

શેર સવાનું પીરનું ધૂપિયું હો ભાઈ ॥
ભભકે છે કાંઈ લોબાન ગુગળના ધૂપ....પરબે

જલહલ જ્યોતું જ્યાં જળહળે હો ભાઈ ॥
હે એની શોભા તણો નઈ પાર....પરબે

દાસ રે "કલ્યાણ" ગુરુ ચરણે હો ભાઈ ॥
હે સંધ્યા આરતીનો જય જયકાર....પરબે



## ભજન

(રાગ : પરબે પૂજાણી માની ચૂંદડી)

પરબે પૂજાણી અમર આંબલી હો ભાઈ ॥
એને રોપનારા જશો અને વરદાન પીર....પરબે

મક્કા મદીના પીરજી હાલિયા હો ભાઈ ॥
ત્યાંથી લાવ્યા દાતણની ચીર પીર....પરબે

આદિ અનાદિ પીરની આંબલી હો ભાઈ ॥
એને જાણે કોઈ ધુરંધર વીર પીર....પરબે

ઘટા ઘનઘોર પીરની આંબલી હો ભાઈ ॥
એની ચીંતલ વરણી છાય મોરા પીરજી....પરબે

નર ને નારી એને નમન કરે છે હો ભાઈ ॥
એવો જોટો ન મળે જગમાય મોરા પીરજી....પરબે

જે ગાય શીખે ને જશ સાંભળે હો ભાઈ ॥
એનો વૈકુંઠ હો જો વાસ મોરા પીરજી....પરબે

દાસ કલ્યાણ આજે ગુરુ ચરણમાં હો ભાઈ ॥
આંબલિયું જશ ગાય મોરા પીરજી
પરબે પૂજાણી પીરની આંબલી
પરબે પૂજાણી અમર આંબલી

卐——卐

## ભજન

(રાગ : જ્ઞાનની વાતું છાની છાની)

પરખે જાઉં હું તો વારી વારી
પીરની પીરચું ભારી........પરખે

પીરજી મોરા ધોરાજીમાં ધૂન મચાવી દો પીર
એવા તર્કને દીધા હટાવી....પીરની

પીરજી મોરા....દત્ત સમા અવતારી રે
તમે કૈંકને લીધા ઉગારી રે....પીરની

પીરજી મોરા....અમર ગાદી તમારી....રે
તમે બૂડતી બેડલી તારી રે....પીરની

પીરજી મોરા....દેવળ બન્યા છે ભારી....
એમાં સ્વર્ગની મેલી એક બારી....પીરની

પીરજી મોરા...પરચા દીધા છે ભારી....
તમારે ચરણ કમલ બલિહારી....પીરની

પીરજી અમને....ગુરુ મળ્યા છે નેજાધારી
દાસ 'કલ્યાણની' બેડલી તારી....પીરની



## ભજન

45740

પરબે જાવું મારે પરબે જાવું
પરબે જઇને મારા પીરને રીઝાવું રે....પરબે

સેવા રે બંદગી પરબવાળાની વાલો
નીરધનિયાનું નાણું
પરબવાળો નીરધનિયાનું નાણું
તમ-મન-વચનથી સેવા કરીને મારા
પરબના પીરને મનાવું રે
જાવું મારે... પરબે જાવું મારે

નીજિયા ધરમના નેજા રોપાણાને
મહા ધરમના ગુણ ગાઉં
ગાઉં હું તો મહા ધરમના ગુણ ગાઉં
સત દેવીદાસ ને અમર માના
ચરણે શીશ હું નમાવું રે
જાવું મારે... પરબે

એક આધાર મારે તારા રે નામનો
હરદમ રૂદિયે જપાવું
જ થાવું હું હરદમ રૂદિયે જપાવું
ટુકડો આપી તમે તાર્યા અનેકને
જગમાં તમારા જશ ગાઉં રે હો
જાવું મારે....પરબે

ચીમનલાલ મંગળદાસ મીર

દયા કરી આવો દર્શન દેવા પીર
પાટે તમને પધરાવું
પધરાવું હું તો પાટે તમને પધરાવું.
દાસ 'કલ્યાણ' કહે ગુરુ પ્રતાપે
ગુણલા તમારા નીત ગાઉં રે હો
જાવું મારે પરબે જાવું મારે પરબે જાવું.

---

## ભજન

ફિલ્મ : અખંડ સૌભાગ્યવતી

(રાગ : તમને સાચવે સીતા સતી)

સેવા કરતાં છૂટે મારા પ્રાણ
દેવંગી એવું માગું છું.
હૃદિયે રે'જો દિવસ ને રાત
દેવંગી એવું માગું છું.
પરબે ગુરુ–દત્ત પોતે પ્રગટયા
માનવ સેવાના કામ કર ધરિયા ॥
દયા કરીને દર્શન દેજો રે....દેવંગી
હૈયે ધરપત અમને દેજો
બાળ જાણીને ચરણમાં લેજો ॥
મારે હૃદિયે કાયમ તમે રે'જો રે....દેવંગી
પરબે પરગટ પરચા ભાર્યા
તમે પારકા પોતાના કરી રાખ્યા રે ॥
અમને ભવસાગર તારી દેજો....દેવંગી

[illegible]
[illegible]

આ તો કલિયુગ આવ્યો નઠારો
ભગવે દાગ ન લાગે કારો રે ॥
આવા કલિયુગના મુખથી ઉગારો....દેવંગી

એવી આશા છે પીર અમારી ॥
આશા દાસને એક તમારી
તમે લેજો અમોને ઉગારી....દેવંગી

ગુરુ કિશનદાસ મિલા હિતકારી ॥
દાસ 'કલ્યાણ' કહે બલિહારી ॥
જુગ–જુગ સળજો આવા જટાધારી

દેવંગી આવું માગું છું.
સેવા કરતાં છૂટે મારા પ્રાણ
દેવંગી આવું માગું છું.



## ભજન

(રાગ : હૃદયમાં વસ્તુ છે અણમોલ–આશાવરી)

આદિ અનાદિનો મહાધર્મ છે.
પરખે એની એંધાણી ॥ (૨)
સનાતન ધર્મ વદે આ વાણી ॥ (૨)
પ્રહ્‌લાદ રાજા ધર્મે વરિયા, આવ્યા રત્નાવલી રાણી
ગણેશ દેવ એની કરે કોટવાળી
કોલીની કોરી વરતાણી....સનાતન
રાજા હરિશ્ચંદ્ર ધર્મે વરિયા–આવ્યા તારાંમતી રાણી
સૂર્યદેવ એની કરે કોટવાળી
હસ્તીની કોળી વરતાણી... સનાતન
રાજા યુધિષ્ઠિરે ધર્મે વરિયા આવ્યા દ્રૌપદી રાણી
હનુમાન દેવ એની કરે કોટવાળી
બળીરાજા ધર્મે વરિયા આવ્યા વીજાવલી રાણી
ભૈરવ એની કરે કોટવાળી
અજીયાની કોળી વરતાણી....સનાતન
બાવન વીર ને ચોસઠ જોગણી ધર્મ રહ્યા છે વખાણી
નવ નવ નાથને સિદ્ધ ચોરાસી
આવા નીર તર્યા નીરવાણી....સનાતન
ગુરુ કિશનદાસ દાસે ધર્મ બનાવ્યા લીધાં અમને નીરવાણી
સૌગત 'ચરણનો બાળકો દાસ' 'કલ્યાણ' લખે આ વાણી.

## ભજન

(રાગ : આશાવારી)

આદિ અનાદિનો ધર્મ સનાતન શિવશક્તિ અપનાવે
સનાતન ધર્મ આવું બતાવે ॥ (૨)
પરખવાળાનો ધર્મ સનાતન લીલો નેજો ફરકાવે ॥ (૨)
કાયમ પીરની ચડે અસવારી કોઈ આવે કોઈ જાવે–સનાતન
હિંદવા પીરનો પાટ મંડાવે જોહર જ્યોતિ પ્રગટાવે ॥ (૨)
ચારે ગામડીઆ જલહલ જલહલ પાતાળિયો પ્રગટાવે–સનાતન
જ્યોતિ મોતીને અલખ ધણીને લીલે પાથરણે પધરાવે (૨)
જલદબત્તી જ્યોતમાં અલખ નિહાળો તો નજરે નુરીજન આવે–સનાતન
પાતાળની ભાઈ માટી મંગાવે–ગાયના ગોબર લીંપાવે.
કર્મ કરુણાનો કળશ સ્થાપે શુકનના સાથિયા પુરાવે–સનાતન
પરબે અમને મળિયા ગુરુજી મહાધર્મ સમજાવે ॥ (૨)
દાસ "કલ્યાણ" પરબનો મુંડિયો ધર્મના ગુણલા ગાવે–સનાતન

卐
卐

## ભજન

(રાગ : સાહેબકો સંભારુંગા)

પીરકો પુકારુંગા – અલખ ઉનકો ધારુંગા.
પરબના પીર–અલખ ઓલિયાને ચરણે શીશ નમાઉંગા–પીરકો

નવનવ ઓલિયા બેઠા ડીંગભર એને ચરણે જાઉંગા.
એવી બંદગી મારે પીરની–પીર ચરણે ચીત મેં લગાઉંગા–પીરકો

લાખો જીવના તારણહારા–એનો એક તાર લગાઉંગા.
એક તારે એના રણકારે–પરબના પીરને મનાઉંગા–પીરકો

ધૂણી ધખાવી બેઠા–દિગંબર ધૂન ધણી મેં ધારુંગા
જાહેર પરચા ધૂન ધણીના–નિશાન એના ફરકાઉંગા–પીરકો

દેવંગીના દ્વારે દ્વારે મેં–જલદલ જ્યોત જલાઉંગા.
અખંડ ધૂનનો આરાધ માંડી હું તો અલખને મનાઉંગા–પીરકો

સમરથ મળ્યા છે ગુરુ કિશનદાસ–ગુરુગોવિંદ ગુણલા ગાઉંગા.
દાસ "કલ્યાણ" કહે સદ્‌ગુરુ ચરણમેં અમર પરવા લખાઉંગા.
પીરકો પુકારુંગા–અલખ ઉનકો ધારુંગા.

## ભજન

(રાગ : હું દરિયાની માછલી)

ગુરુના ચરણુ મારે તો સતસંગ લાવ લેતું
હું પરબને મુંડિયો ॥

ઝાલર નગારા જાણે નોબત વાગે ॥
ઝાલર નગારે લાવ લેતો હું પરબનો મુંડિયો—ગુરુના

દેવળમાં દે વી દા સ બિ રા જે ॥
દર્શનને મન મોજ માણી લેતો હું પરબનો મુંડિયો-ગુરુના

પરબે તે પીર મોરા હાજરાહજૂર છે ॥
કાયમ ચરણુ રજ લેતો હું પરબનો મુંડિયો-ગુરુના

દેવીદાસ બાપુ આ અમર માને ॥
સરજનહાર હું તો કે તો હું પરબનો મુંડિયો-ગુરુના

પરગટ-પરચા છે પીર—પરબવાળા ॥
પીરજીને ચરણે રેતો—હું પરબનો મુંડિયો-ગુરુના

લાખો વંદન મારા ગુરુના ચરણુમાં ॥
નીત-નીત ગુણલા ગાતો કલ્યાણુ છે પરબનો મુંડિયો ॥

ગુરુજીના ચરણે રેતો-સતસંગ ભાવ લે તો
હું પરબનો મુંડિયો-ગુરુનાં

卐

## ભજન

(રાગ : ગાંડાની વણઝાર)

### પરખે માંડયા પીરે પાટ

માંડયા પીરે પાટ સાંભળો મહાધર્મની વાત પરખે

પેલા જુગમાં પ્રહ્‌લાદે માંડયાં કરી રત્નાવલીને વાત
પાંચ કરોડ નર ઓધરિયાભાઈ એણે ન જોઈ નાત કે જાત પરખે

બીજા જુગમાં હરિશ્ચંદ્રે માંડયા કરી તારામતીને વાત
સાત કરોડ લઈ ઓધરીયાભાઈ એણે ન જોઈ નાત કે જાત પરખે

ત્રીજા યુગમાં યુધિષ્ઠિરે માંડયા-કહી દ્રૌપદીને વાત
નવ કરોડ લઈ ઓધરિયાભાઈ એણે ન જોઈ નાત કે જાત પરખે

ચોથા જુગમાં બલિરાજાએ માંડયા કરી વાંજાવલીને વાત
બાર કરોડ લઈ ઓધરિયાભાઈ એણે ન જોઈ નાત કે જાત પરખે

ચાર જુગના ચારે પાઠમાં તેત્રીસ કરોડનો સાથ ॥
મૂળ ધર્મનો આ છે મહિમા સિદ્ધશક્તિનો છે સાથ પરખે

અધુરિયા નર શું સમજે સાચા અનુભવી કરજો વિચાર ॥
સદ્દગુરુ ચરણે કહે "કલ્યાણદાસ" પકડજો મારો હાથ પરખે



## ભજન

(રાગ : ધીરાનો)

એવી જાજમ પરએ પથરાણી રે કચેરી માંડી કિરતારતણી
એની કચેરીયે ચર્ચા કીધી રે મહાધર્મ છે આદિ અનાદિ

સાખી : ૧

એવા પેલા જુગમાં પ્રહ્લાદ રાજા જેને ઘેર રત્નાવલી રાણી
દોનો મળીને મહાધર્મ દીપાવ્યો પાંચ કરોડ નિરવાણી
એવી પેલા જુગની એ વાણી રે નવ જોઈ હોય તો જોઈ લેજો.
એવી જાજમ....

સાખી : ૨

બીજા જુગમાં હરિશ્ચંદ્ર રાજા જેને ઘેર તારામતી રાણી
દોનો મળીને મહાધર્મ દીપાવ્યો સાત કરોડ નિરવાણી
એવા બીજા જુગની એ વાણી રે નવ સાંભળી હોય તો
સાંભળી લેજો.... એવી જાજમ....

સાખી : ૩

ત્રીજા જુગમાં યુધિષ્ઠિર રાજા જેને ઘેર દ્રૌપદી રાણી
દોનો મળીને મહાધર્મ દીપાવ્યો નવ કરોડ નિરવાણી
એવી ત્રીજા જુગની એ વાણી રે નવ સાંભળી હોય તો સાંભળી લેજો
એવી જાજમ....

## ભજન

(રાગ : પરબના પીરને કોઇ સમજાવી લ્યો)

પરબવાળા પીર તમે દત્ત અવતારી ॥
દત્ત અવતારી તમે છુવો ગિરનારી રે....પરબવાળા

મ્હારે ધરમનો પીરજી મારગ દીપાવ્યો ॥ (૨)
હે....લીલુડે ઘોડલે કરો અસવારી રે....પરબવાળો

લીલા રે પીળા પીરના નિશાન ફરુકે ॥
કાને રે કુંડળને જરીયલ જામો શોભે ભારી....પરબવાળા

કાલિંગાને મારે પીરજી ભવ દુઃખ ટાળે ॥
હે....કલિયુગથી તમે લેજો અમને તારી....પરબવાળા

આરે દુનિયાને માનવ સેવા બતાવી ॥
હે....દેવગીને દ્વારે દ્વારે ચતરદર્શ ભારી....પરબવાળા

કહે રે 'કલ્યાણ' ગુરુ 'કિશનદાસ' ચરણે ॥
હે... ગુરુજી મળ્યા છે અલખ અવતારી....

પરબવાળા પીર તમે દત્ત અવતારી.

## ભજન

(રાગ : પરબના પીરને કોઈ સમજાવી લ્યો)

લાગી રે કટારી મારા દર્દ દીધા ટાળી રે
પરબના રે પીરની અમને લાગી રે કટારી ॥ (૨)

આ ધરમની કટારી પીરને જરીયલ છે જામાવાલા ॥ (૨)
હે જરીયલ જામે મેં તો મન લીધો ધારી રે....પરબના

જનમ જનમ એથી હું તો દર્દે પીડાતો ॥
હે....એક રે કટારીએ મારા દર્દ દીધા ટાળી....પરબના

જ્ઞાનની કટારી પીરને લીલુડો છે ઘોડલો ॥
હે....લીલુડારે ઘોડલે પીરજી કરે અસવારી રે....પરબના

સેવા રે બંદગી આદલ પીરની વખાણું ॥
હે....સમરણ સાધનાની ઘડેલ કટારી રે....પરબના

દાસ રે "કલ્યાણ"ને ગુરુ મળ્યા રે કિશનદાસ ॥
હે....કરમ કટારી ખોલે કરો કુરબાની રે....પરબના



## ભજન

(રાગ : ગુરુજી આવ્યો એ જૂઠડો જમાનો)

એજી ગુરુ મારા સેવાદાસ બાપુ પ્રાણથી પ્યારા
એ વરસાવે જ્ઞાન ધારા રે
એવા સમરથ કે'વાણા તમે આજ
પધારો બાળ પુકારે રે....એજી ગુરુજી

એજી ગુરુ મારા ધોળી રે ધોતીને ડગલો કાળો
દુનિયામાં કર્યો ચમકારો રે
એવા આવો રે ગુરુના ગુરુદેવ
એજી ફૂલડે વધાવાં મારે રે....એજી ગુરુજી

એજી ગુરુ મારા સાહલ સમો અવતાર રે
એજી અભય પદ પામ્યા રે
ગુરુ મારા રાખું રે અવિચળ વાણી
ઠંડક તારીઆ નીરવાણી રે....એજી ગુરુજી

એજી ગુરુ મારા મહારે ધર્મનો મહિમા
અમને તમે રે બતાવ્યો રે
એજી ગુરુ મારા દાસ "કલ્યાણ"નો પુકાર
એ સુણીને વેલા આવજો રે....એજી ગુરુજી





## ભજન

(રાગ : સાવળ રાગ હરજી ભાટીનો)

પીરની પીરાયું ભારી પરબના
પીરની - પીરાયું ભારી રે હો....હો....જી

પરબમાં પીર સાદલ પ્રગટયા ભૂમિનો ભાર ઉતાર્યો
મરતો જેણે મેતર તાર્યો પરચો દીધો છે ભારી....પરબના
જશો વરદાન પીર કેંવાણા મક્કામદીના ધજાવીરે હો....હો....જી
સતધરમની ધૂણી ધખાવી તર્કને દીધા હટાવી....પરબના
તર્કમાંથી હિંદવાપીર પીર સાંઈ સેલાણી રે હો....હો....જી
ઘોરાજીમાં ધૂણી ધખાવી મડાને દીધા બોલાવી....પરબના
આરતી ક્ષણે નીત નકલંક રમવા આવે નેજાધારી રે હો....હો....જી
ભૂત–પ્રેતને ડાકણ ભાગે ભાગે કાલિંગા ભારી....પરબના
સોરઠ ધરામાં સતદેવીદાસ ધીંગો ધણી અમો હારે....હો....જી
આવા ધણીનું સ્મરણ કરજો લેશે તમને ઉગારી રે....પરબના
પરબમાં પીર આવા પ્રગટયા લીલા નેજા ધારી હો....હો....જી
ગુરુ પ્રતાપે કહે "કલ્યાણદાસ" મારી બૂડતી બેડલી તારી....
પરબના પીરની પીરાયું ભારી....રે

## ભજન

(રાગ : અજમલરાજાની ભક્તિ કરો)

દર્શન દેવાને વેલા આવજો હો...હોજી હો હો જી
આવો તમે પરબવાળા પીર રે
ઘોડલે ચડીને વેલા વેલા આવજો હો....હોજી હો હો જી
હેતે ને પ્રીતે હું પુકારતો
સાંભળજો દેવંગી દયાલ છે રે....દર્શન

મરતો ને મેતર તમે તારીઓ હો....હોજી હો હો જી
આરાધે આવ્યા'તા એણી વારે... દર્શન

દુખિયાનાં દુઃખ તમે ભાંગતા હો....હોજી હો હો જી
પૂરો મારા મનડાંની આશ રે... દર્શન

નોબત નગારા પીરના વાગતા....હોજી હો હો જી
વાગે કાંઈ ઝાલરના ઝણકાર રે....દર્શન

એવા સોરઠ ધરામાં પીર તમે પ્રગટયાં...હોજી હો હો જી
ઉતાર્યો આ ભૂમિ કેરો ભાર રે....દર્શન

દાસ રે "કલ્યાણ" કે દયા રાખજો....હોજી હો હો જી
રાખજો ચરણની મોઝાર રે....દર્શન



## ગઝલ

મહા જોગ માયા તેરે ચરનોમેં આયા
ચરનો મેં આયા મેરા તુમને નિભાયા ....મહા

મધ્ય સાગર મેં હે મોરી નૈયા
અમર મૈયા તારો મોરી નૈયા
તુમ રે ચરનકા દાસ બનાયા ....મહા

તુમરી ચુનરી કા રંગ અનોખા
દરગાહ મેં મૈંને નજરોં સે દેખા
કહીં નહીં દેખી મૈંને ઐસી ચુનરિયા ....મહા

જો મૈયા કો મનસે માને
દુઃખહારી હું મૈયા મિટાવે
કાલે કાલિંગા કો મારા હરાયા ....મહા

જો આયા મૈયા તુમ રે ચરન મેં
દાસ "કલ્યાણ" કો તુમને અપનાયા ....મહા



## ભજન

(રાગ : પોપટ પીંજર નંઈ તારૂં)

જંગલ વચ્ચે ઝૂંપડી જ્યાં પ્રગટ્યા પરબના પીર
પ્રગટ્યા પરબના પીર ત્યાં તો આવ્યા'તા રઘુવીર
વડા ધણીનો આશરો જ્યાં ગંગાજમુનાના નીર
મંદિર દ્વારે જુઓ સમાધિ ઈ પ્રગટ સાહુલ પીર....ત્યાં તો

મક્કા મદીના જેણે ધ્રુજાવ્યા એવા જશો વરદાન પીર
અમર આંબલી જુઓ પરબમાં હતી દાતણની ચીર....ત્યાં તો

ધોરાજીમાં ધૂન મચાવી આવા સાંઈ સેલાણી પીર
સાડા સાતસો કબરું બોલાવી આવા થઈ ગયા
હિંદવા પીર....ત્યાં તો

સંત સેવાદાસ બાપુ શિરોમણી અલખનું અસીર
સરભંગ ધૂણો જેણે ચેત કર્યો એણે મનડા
રાખ્યા થીર....ત્યાં તો

ગુરુ પ્રતાપે કહે "કલ્યાણદાસ" આવા પરબે
થઈ ગયા પીર
આવા પીરજીનું સગપણ કરી લ્યો
ભાંગે ભવની ભીડ....ત્યાં તો

## ભજન

(પદ રાગ : ધીરાનો)

એવું નીરધનિયાનું નાણું રે
એ પરબવાળા પીરને વખાણું
એવા અલખ ધણી અમારા રે
એને ચરણે શિશ તો નમાવું....એવું

સાખી : ૧

હાલો પરબે હાલીએ ને જ્યાં નવ-નવ જોધા પૂજાય
એ દર્શન કરીએ પીરજીના તો દુઃખ દરિદ્ર મટી જાય
એવા પીરજીને સમરીએ રે
એ વેલે રે કરવા આવશે વારુ....એવું

સાખી : ૨

એવા દુખિયાનાં તમે દુઃખ મટાડયા અને કંઈકનું ટાડયું
અંધારું અંધકારમાં જ્યોતું પ્રગટાવી કર્યું છે અંજવાળું
એવી અલાબલા ભાગે રે
એવું વખાણું પીરનું પ્રગટ પીરાણું રે....એવું

સાખી : ૩

ધૂપ-દીપને લોબાન ભભૂકે ને લીલું નિશાન તમારું
દેવળ માથે એ નિશાન ફરૂકે જેને દીઠેથી દુઃખ જાતું
એવો દાસ "કલ્યાણ" કહે છે રે
એ આવો તો નવ દરગાહ બતાવું....એવું

## ભજન

(પદ રાગ : ધીરાનો)

એવા કીડા કરડે કલ્પના કરે
દેવંગીને કરે રે પુકાર
એ દેવંગી દુઃખથી નિવારો રે
એો સમરીશ તમને દિવસને રાત....એવા

સાખી : ૧. દેવંગીને દયા આવી બંધન છોડી કર્યો મુક્ત
અભાગિયો ભૂલ્યો કરારને એને માયાએ મારી લાત
એવા ભજ્યા નહીં દેવંગી રે
દુઃખડા એના ક્યાંથી તો મટે....એવા

સાખી : ૨. માતાપિતાએ મોટો કર્યો એને મળી મનોહર નાર
પુત્ર પરિવારમાં ફસાઈ ગયો દેવંગીને ભૂલ્યો ત્રાસકાળ
એવી કાયા માયા વળગી રે
એ અભાગિયે કર્યો ઉતપાત....એવા

સાખી : ૩. સદ્‌ગુરુને માને નહીં ના માને માતને તાત
માયાજાળમાં ખૂતી ગયો ને યાદ કર્યો કરાર
એવો તું કર્મનો આભાગી રે
આ અવસર તારો એળે ગયો....એવા

સાખી : ૪. એક દિન અહીંથી ઊપડી જાવું ખુલ્લા મેલી દ્વાર
માટે ભજીલે દેવંગીને તારો હજુ થાશે ઉદ્ધાર
એવા દાસ "કલ્યાણ" કહે છે રે
અવસર આવો નહીં મળે રે....એવા

## ભજન

(રાગ : પરખે મેં પીર ભાળ્યા)

પરખે મેં તો સંત ભાળ્યા
કાળા ડગલા વાળા રે—પરખે
કંચન વરણી કાયા જેની
અલખ નાદ જગાવિયા—પરખે
સંત શિરોમણિ બાપા તમને
ધૂન ધણી મેં ધારિયા
આવા સંતના ચરણ પૂજું
જીવન ભલે જાગિયા—પરખે
ગુરુના ગુરુદેવ મારા
ભવના દુઃખ ટાળ્યા
સૌ સંતોએ જ્ઞાન કારી
સૌ ભેગા મળીને સિધાવ્યા—પરખે
ચંદન ચંદનની પાલખીમાં
ગુરુના ગુરુ બિરાજ્યા
ગગન મંડલના સર્વે દેવો
ફૂલડે વધાવા આવ્યા—પરખે
સદ્ગુરુ સાચા મળ્યા
નૂરતે સુરતે ભાળ્યા
ગુરુ પ્રતાપે કહે "કલ્યાણ"
અમને ચરણોમાં નિભાવ્યા—પરખે

# ભજન

(રાગ : બાર બાર વરસે નવાણુ ગળાવ્યા)

સુનલો સાધુભાઈ મેરા
સચ્ચી કહાની સુનાતા હૂં
જ્ઞાની ન હૂં મૈં અજ્ઞાની હૂં
જન્મ મરણ મીટાતા હૂં... સુનલો

ગુરુ વચન હૈ અમુલખ વસ્તુ
ગુરુ વચન નિભાઉંગા
સ્મરણ કરું છું હું સદ્‌ગુરુદેવનું
ગુરુ ગોવિંદ ગુણ ગાઉંગા....સુનલો

કામ–ક્રોધ–મદ–લોભ કો મારું
જમ સે હાથ નહીં આઉંગા
ગુરુ અમારા ધીંગા ધણી
એને પગલે પગલે જાઉંગા....સુનલો

સત્ય સનાતન ધર્મ કામે
નામ નિશાના બઢાઉંગા
ગુરુકી આજ્ઞા શિરપે ધરું મૈં
હરદમ ચરણ પખાલૂંગા....સુનલો
ગુરુ વચનકા મૈં અધિકારી
વચન વિવેક બઢાઉંગા
કહે "કલ્યાણ" દાસ ગુરુ પ્રતાપે
ગુરુ સબ પાઉંગા....સુનલો

## ભજન

(રાગ : ખમ્મા ખમ્મા પીરને ઝાઝી ખમ્મા)

ખમ્મા-ખમ્મા બાપુને ઝાઝી રે ખમ્મા
મારા સેવાદાસ બાપુને ઝાઝી રે ખમ્મા
એવા સંતો મહંતોને ઝાઝી રે ખમ્મા....મારા સેવાદાસ

અંત સમયે અમને બહુ રે સમજાવ્યા
તોઈ ના સમજ્યા લગારે જરા....મારા સેવાદાસ

આખર વાણીમાં એમ તમે બોલ્યા
મારી ભૂલચૂક કરજો માફ રે જરા....મારા સેવાદાસ

નવલખ મારા મોતીડા વેરાણા
એ માણેક ચોકમાં રૂમારે ઝૂમા....મારા સેવાદાસ

ગુરુ ચરણોમાં દાસ "કલ્યાણ" બોલ્યા
તમ ચરણોમાં નમારે નમા....મારા સેવાદાસ

ખમ્મા-ખમ્મા બાપુને ઝાઝી રે ખમ્મા
મારા સેવાદાસ બાપુને ઝાઝી રે ખમ્મા
એવા સંતો મહંતોને ઝાઝી રે ખમ્મા....મારા સેવાદાસ

## ભજન

(સંધ્યા રાગ : હાલો વિદુર ઘરે જાયે)

આજ આનંદ ઘર પાયો
દેવંગી મેં આજ આનંદ ઘર પાયો (૨)
દેવંગીને દેવળે નમીને જવાયે (૨)
દર્શન હોવે તો સુખ પાયો....દેવંગીમેં

અલાબલાને ડાકણુ ભાગે (૨)
કાલિંગાને માર હટાવો....દેવંગીમેં

અગમ અગોચર રચના તુમારી
અનહદ નાદ જગાયો....દેવંગીમેં

તુમરે ચરન કી હો બલિહારી
તુમરે ચરન સુખ પાયો....દેવંગીમેં

કરત "કલ્યાણ" ગુરુ પ્રતાપે (૨)
કુંન કુંન શબ્દ જપાયો....દેવંગીમેં

## ભજન

અષાઢને સુદ પૂનમ આવી
આવી ગુરુપૂર્ણિમા વેલી
હૈયે મારે હરખ ન માય
ગુરુપૂજન કરવાની હેલી....આવી
દેહ દેવલ મેં દશ દરવાજા
એક સુક્ષ બારી બેલી
એ બારી જો ખુલ જાવે તો
જમ ના શકે એને ઝાલી....આવી
ગુરુ નામની તોપ બનાવી
ભરેલ જ્ઞાનની ગોળી
યે ગોળી જો છૂટ જાવે તો
ભ્રમણા નાખે તોડી....આવી
વોહી દિન હે ઐસા ઉજિયાલા
વૈકુંઠ મેં લીએ ધકેલી
વોહી દિન હૈ ગુરુ પૂર્ણિમા કા
સબ દિન હોત ન ઉજિયેલી....આવી
શિષ્ય ગુરુનું પૂજન કરે છે
ચરણે મસ્તક મેલી
ગુરુ પ્રતાપે કહે "કલ્યાણ" દાસ
ગુરુ ચરણે ગંગા દીઠેલી....આવી

## ભજન

(દાસીને તેડી જાજો તમારા દેશમાં)

દાસને લઈ જાજો તમારા વાસમાં
વાસમાં રે તમારી સંગાથમાં ....દાસને

કાને રે કુંડલ કાના તારે શોભતા (૨)
સોળસેં ગોપી વાલાને સંગાથમાં ....દાસને

પીળા રે પીતાંબર વાલાને શોભતા (૨)
અણુવર વીંછિયા તારે હાથમાં ....દાસને

શિરપે મુગટ વાલાને શોભતા (૨)
મોરલી વાગી રે ગોકુળ ગામમાં ....દાસને

ગુરુના પ્રતાપે 'કલ્યાણદાસ' બોલ્યા (૨)
રેવા મારે તમારા ચરણમાં ....દાસને

卐—卐

## ભજન

(રાગ : આગમનાં એંધાણ)

મનવા રે માનીજા નકલંક આવશે
કરવા કંઈ દંભી જનોના નાશ
સનાતન ધર્મ બાવોજી સંભાળશે
અધર્મનો કરશે વાલો નાશ રે....મનવા રે.

જ્યોતિ રે મોતીને અલખ ધણી
મારશે ગેબી કેરા માર રે
સૂતેલા રે નર તમે જાગજો
આવ્યો છે લેખાનો લેનાર રે....મનવા રે.

એવી નકલંકી નોબત તે દિ' વાગશે
વાગશે સતની શરણાઈ રે
કાયર હશે તે પાછા પડશે
જ્યારે થાશે શૂરાના સંગ્રામ રે....મનવા રે.

એવા નિશ દિન ભજો નકલંકને
બાવોજી લેશે રે ઉગારી રે
એવી નીમા ધારી નર–નારી આવશે
બજાવા નિયમની નોબત રે....મનવા રે.

એવી સતયુગના સત બાવોજી પૂછશે
શંખણી રેશે એમાં જોતી રે
ગુરુના પ્રતાપે "કલ્યાણ" દાસ બોલ્યા
આવા છે આગમના એંધાણ રે....મનવા

## ભજન

(રાગ : મમતા મરે નહીં તેનું મારે શું કરવું)

સેવાદાસ બાપુ તમને વીનવું
રાખું મારા રૂદિયા મોઝાર
દર્શન દેવાને વેલા આવજો
તમો છો નોધારાના આધાર ....સેવાદાસ

નીંદરડી ઊડી છે ઝબકી જાગ્યો
હતી ત્યારે ઢળતી માઝમરાત
મનનો મેરામણ મુંઝવા લાગ્યો
નેણલે આંસુડાની ધાર ....સેવાદાસ

હાલવા ટાણે રે એમ તમે બોલ્યા
ભૂલચૂક કરજો માફ રે
એવા અનજળ હશે તો હવે આવશું
તોએ ના સમજ્યો તમારી વાત ....સેવાદાસ

આખરવાણીમા એમ તમે બોલ્યા
મોતીડા વેરાણા માણેક ચોકમાં રે
કેવાઇ નહીં રેવાઈ નહીં મારા દિલથી
તોઈ હું તો લખું તમારી વાત રે '....સેવાદાસ

ગુરુ રે કરો તો આવા કરજો
જે દિલ છૂટી સમજાવે વાત રે
એવા ગુરુના પ્રતાપે "કલ્યાણ" બોલ્યા
ગદ્ ગદ્ લખી સ્વપ્નની વાત રે ....સેવાદાસ

## મા સરસ્વતીમાતાનો છંદ

સરસ્વતી સેજે—સનમુખ રેજે.
સ્વર શકિતમાં—સ્વર તું દેજે.
સુમરન કી શુધ્ધ લેવા આવું
શારદા મા તું સુમરન દેજે
દાસ કલ્યાણ છે બાલ બુદ્ધિમાં.
કલસે મા તું શક્તિ દેજે.

## ગણપતિનો છંદ

ગુણપતિ સેજે—જ્ઞાન તું દેજે
વિઘન અમારા—સર્વ કરજે
દેવ સૂંઢાળા—લાગો રૂપાળા
ગુણીયલ જ્ઞાની—ધરપત દેજે
રાંક તમારે ચરણે આવ્યો
દાસ કલ્યાણને તું શક્તિ દેજે.

## સદ્‌ગુરુનો છંદ

ગુરુ ચરણે લેજો — સાન દેજો
ચરણે આવ્યો — નિભાવી લેજો
રાત દિવસ છે — સમરણ તમારું
આ સમરણમાં — શક્તિ દેજો
હરખે કરખ ગુણ ગાઉં તમારા
રૂદિયે મારે કાયમ રેજો
દાસ કલ્યાણ ચરણનો ચાકર
આપ ચરણમાં મને ભવ—ભવ લેજો

## બજરંગબલીનો છંદ

બજરંગી સેજે—બલ તું દેજે
સંકટ મોરા—સંકટ હરજે
નિર્બલદાસને —બળ તું દેજે.
સમરણ સમયે હાજર રેજે.
રામ તણા રખવાળા કરતા
પવન પુત્ર તમે પવને ફરતા
અંજની પુત્ર અંજવાળાં કરજે
બાળ જાણી બલ બુદ્ધિ દેજે.
દયા તણા દરિયા મહિ
મને રેવાની તું શક્તિ દેજે.
દાસ કલ્યાણ છે રમતો બાળક
તો આ દાસના દાસને ભક્તિ દેજે.

## મા ભવાનીનો છંદ

મા ભવાની સાથે રેજે
સેવક ને ઉગારી લેજે
અંબા ભવાની શોભે સવારી
તારી લીલા મા—અપાર ભારી
મહીસાસુર રાક્ષસ નાખ્યો મારી
દેવી દયાળી તું પરચાળી
દાસ કલ્યાણ છે છોરુ કછોરું
રખવાળાં કરજે તું રખવાળી





ધૂન : ૨

સંતોને ધર્મની હો માળા છે ડોકમાં
દેવંગીના નામની હો માળા છે ડોકમાં

દુઃખડા હરે તમારા સુખડા રે આપે
આવા પીરને ભૂલાઈ નહીં હો....માળા છે.

સત્ય સનાતન ધર્મ અમારે
આવા ધર્મને વીસરાય નહીં હો....માળા છે.

અઢારે વરણનો એક જ પ્યાલો
ઈ પ્યાલાને ભૂલાઈ નહીં હો....માળા છે

પરખે પીરાઈના પ્રગટ પરચા
આવા ધણીને ભૂલાઈ નહીં હો....માળા છે.

ગુરુજીના ચરણોમાં ચારે ઈ ધામ છે.
ઈ ચરણ ભૂલાઈ ઈ ચરણ ભૂલાઇ નહીં હો માળા છે.

ધજા દેખીને ધણી મારા સાંભળે
દેવળ દીઠે હાળા જાય....માળા છે.

"દાસ કલ્યાણ" કહે ગુરુને ભુલાઈ
ઈ ભવના પાર....માળા છે.



45740

卐

